ગુજરાતી સમશ્લોકી

# સરલ ભગવદ્ગીતા.

ગીતામાહાત્મ્ય ને ચર્પટપંજરિકાસહિત,

---

લખનાર


**કાનજી કાલીદાસ જોષી.**

૯૪-૯૨ કાંદાવાડી, મુંબઈ નં. ૪


---


લખનારની અનુમતિથી

નાં સદ્ગત પ્રેમવતી જમનાબાઈના પુણ્યાર્થે

જિજ્ઞાસુઓને મનન કરવામાટે વિનામૂલ્યે

આપવા છપાવી પ્રસિદ્ધ કરનાર

**ઠા. કરશનદાસ વસનજી.**

પોરબંદર, કાઠિઆવાડ.

# સરલ ભગવદ્‌ગીતા.

## અધ્યાય પહેલો.

## અર્જુનવિષાદયોગ.

### ધૃતરાષ્ટ્ર બોલ્યા.

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે, યુદ્ધ ઇચ્છાએ જ્યાં મળ્યા;
મારા ને પાંડુના પુત્રો, શું કરે સંજય તહાં ? ૧

### સંજય બોલ્યા.

જોઈ રણે વ્યવસ્થિત, પાંડુસેના દુર્યોધને;
દ્રોણાચાર્ય ગુરુપાસ, રાજા બોલ્યા વચન જૈ. ૨
જુઓ પાંડુપુત્રોની આ, બુદ્ધિમાન્ તવ શિષ્યે;
જુઓ આચાર્ય સેના આ, મોટી રચેલી આ દિસે. ૩
ભીમાર્જુનસમા શૂરા, ધનુષ્યબાણો–સહિત;
છે વિરાટ મહારથી, દ્રુપદ યુદ્ધે નિપુણ. ૪

ચેકીતાન ધૃષ્ટકેતુ, કાશીરાજા પરાક્રમી;
કુંતિભોજ પુરુજિત, નરોમાં શ્રેષ્ઠ શૈબ્ય જે. ૫
દ્રૌપદી છે મહારથી, સુભદ્રાનો પુત્ર બળી;
ઉત્તમૌજા પરાક્રમી, યુધામન્યુ મહા બળી. ૬
શ્રેષ્ઠ બ્રાહ્મણમાં એવા, આપ ઉત્તમ છો બહુ;
હું નામ મમ સેનાના, મુખ્ય નાયકના કહું. ૭
આપ ભીષ્મ યુદ્ધે કર્ણ, કૃપાચાર્ય છે કુશળ;
વિકર્ણ ને અશ્વત્થામા, ભુરિશ્રવા જયદ્રથ ૮
કુશળ છે યુદ્ધે શૂરા, પ્રાણદાતા અન્ય બહુ;
વિધ વિધ સજી શસ્ત્રો, ખેલનારા છે સહુ. ૯
અપૂર્ણ આપણું સૈન્ય, ભીષ્મથી પામેલ રક્ષા;
સંપૂર્ણ તેમનું સૈન્ય, ભીમ તેની કરે રક્ષા. ૧૦
સર્વ રસ્તા જતાં માંહે, ઊભા રહી નિજ જગે;
સૌ યોદ્ધાઓ ઊભેલાને, ભીષ્મ રક્ષા કરો વગે. ૧૧

**સંજય બોલ્યા.**

ભીષ્મપિતા વયોવૃદ્ધ, શંખની સિંહગર્જના;
કરે આનંદમાટે તે, પ્રતાપી દુર્યોધનના. ૧૨

શંખ ભેરી નગારાં ને, ઝાંઝ રણશીંગાં ફુંકે;
વાગવા સહસા માંડ્યાં, મોટો ઘોષ ત્યારે થયો. ૧૩
શ્વેત ઘોડા રથે શોભે, કૃષ્ણ અર્જુન બેઉ જે;
નિજ નિજ દિવ્ય શંખો, તેમણે ફુંકયાજ તે. ૧૪
પાંચજન્યને શ્રીકૃષ્ણે, અર્જુને દેવદત્તને;
ભયંકર કર્મી ભીમે, શંખપૌંડ્ર ફુંકયો અને. ૧૫
કુંતીપુત્ર યુધિષ્ઠિરે, શંખ અનંતવિજય;
નકુળે સહદેવે તો, સુઘોષ મણિપુષ્પક. ૧૬
કાશીરાજા મહાધન્વા, શિખંડી છે મહારથી;
છે ધૃષ્ટદ્યુમ્ન વિરાટ, અપરાજિત સાત્યકી. ૧૭
મહા બળી અભિમન્યુ, દ્રુપદ દ્રૌપદી પુત્રે;
જુદા જુદા શંખો ફુંકયા, હે રાજન્! ત્યાં સર્વેએ. ૧૮
નભ પૃથ્વી ગજાવે એ, શંખોકેરો પ્રતિધ્વનિ;
કાળજાં કૌરવોનાં તે, ચીરી નાખે તે ઘોષથી. ૧૯
વ્યવસ્થિત યુદ્ધે જોઇ, કૌરવોને અરજુને;
પ્રવૃત્ત થૈ યુદ્ધકાળે, ધનુષ્યને ઉપાડીને. ૨૦

## અર્જુન બોલ્યા.

કૃષ્ણપ્રત્યે કહે વાક્ય, ત્યાંજ આવા મહીપતિ;
બન્ને સેનામધ્ય રાખો, રથને જગત્પતિ. ૨૧
ઊભા યુદ્ધ ઇચ્છાથી જે, હું બરાબર જોઉં સૌ;
રણસંગ્રામમાં સંગે, કોણ લડવા ઇચ્છતું. ૨૨
કૌરવોનું ભલું ઇચ્છી, કોણ ઊભા છે યુદ્ધમાં;
જોઉં હું તો શૂરા સર્વ, દુર્બુદ્ધિ દુર્યોધનના. ૨૩

## સંજય બોલ્યા.

અર્જુનના કહેવાથી, હે ધૃતરાષ્ટ્ર! શ્રીકૃષ્ણે;
શ્રેષ્ઠ રથ મૂક્યો ત્યારે, બેઉ સેનામધ્યપણે. ૨૪
સમક્ષ અન્ય રાજાની, ભીષ્મદ્રોણની સંમુખે;
વદે કૃષ્ણ જુઓ પાર્થ! કૌરવસેનાને સુખે. ૨૫
અર્જુને ત્યાં નિહાળ્યા સૌ, કાકા દાદા ભાઇ ગુરુ;
પુત્ર પૌત્ર મિત્ર ભેરૂ, એકઠા થયેલા સહુ. ૨૬
સસરાઓને સુહૃત, જોઇ બન્ને સેનામહીં;
ત્યાં સમક્ષ સર્વ બંધુ, જોઇ સુરીતે અર્જુને. ૨૭

### અર્જુન બોલ્યા.

થૈ પરમ દયાયુક્ત, આમ ખેદ પામી વદે;
કૃષ્ણ ! આ સઘળા ઊભા, સ્વજન લાગે સૌ ખરે. ૨૮
અંગ ઢીલું થયું મારૂં, મુખ સૂકાઇ જાય છે;
કંપારી શરીરે છૂટે, ઉભાં રૂવાડાં થાય છે. ૨૯
પડે છે સરી ગાંડીવ, દાહ સર્વાંગે થાય છે;
અશક્ત છું ઉભો રે'તાં, મન ભ્રમ બૌ થાય છે. ૩૦
માનજો હે કૃષ્ણ ! સાચું, અપશુકન થાય છે;
હણી સગાં યુદ્ધમાંહે, તે ન કંઇ કલ્યાણ છે. ૩૧
ન ઇચ્છું રાજ કે જય, સુખ કંઇ ન તેથકી;
ગોવિંદ ! રાજભોગે શું ? શું અમને જીવનથી ? ૩૨
જેને માટે ઇચ્છું રાજ્ય, ભોગ લાભો ને સુખો;
સર્વ યુદ્ધમહીં ઊભા, ત્યજી પ્રાણ ને ધન તો. ૩૩
પિતા પુત્રો અને પૌત્રો, આચાર્યો ને પિતામહો;
સસરાઓ અને શાળા, તેમજ સૌ સંબંધીઓ. ૩૪
ત્રિલોકનું મળે રાજ્ય, રણે હણે મને ભલે;
ન ઇચ્છું હણવા તેને, તો શું થયું પૃથ્વી મળે ? ૩૫

ધાર્તરાષ્ટ્રો હણીને શું ? પ્રીતિ થાય જનાર્દન !
આતતાયી હણીને તો, પાપ લાગેજ અમને. ૩૬
તેમાટે અઘટિત છે, હણવા એ સ્વબંધુને;
શું સુખી થઇએ કૃષ્ણ ! એ સ્વજનને મારીને. ૩૭
ન જાણે પાપ કૌરવ, લોભબુદ્ધિ મલિનમાં;
દોષ કુલક્ષયે શું છે ? પાપ શું ? મિત્રદ્રોહમાં. ૩૮
શકીએ કેમ જાણી ન, અમે પાપનિવૃત્તમાં;
કુલક્ષયે થતા દોષો, કૃષ્ણ ! સદા જોનાર આ. ૩૯
કુલધર્મો સનાતન, નાશ પામે કુલક્ષયે;
ધર્મનષ્ટે સર્વ કુલ, નાશ કરે અધર્મ તે. ૪૦
કુલસ્ત્રીઓ દુરાચારી, થૈરાઇ અધર્મે બને;
પછી દુષ્ટ સ્ત્રીઓમાંહે, વર્ણસંકરજ જન્મે. ૪૧
વર્ણમિશ્ર નાખે નર્કે, કુલ અને કુલઘ્નને;
ક્રિયા પિંડ વિના પિતૃ, નર્કે જાય અતર્પણે. ૪૨
વર્ણસંકરકારના, દોષ કુલનાશકના;
જાતિધર્મો સદા નષ્ટ, કુલધર્મો થાય બધા. ૪૩

નષ્ટ કુલ-ધર્મી જન, નર્કવાસજ થાય તે;
સાંભળ્યું છે જનાર્દન ! એવું નક્કી ખરે અમે. ૪૪
મોટાં પાપ અરે ! હા ! હા ! તૈયાર કરવા અમે;
કે રાજ્યસુખના લોભે, સ્વજનો હણવા ગમે. ૪૫
નહિ સામો થનારો હું, ને શસ્ત્રવિનાનો મને;
કૌરવો શસ્ત્રધારી જો, મારે તો કલ્યાણ રણે. ૪૬

સંજય બોલ્યા.

એ પ્રમાણે કહી બેઠો, અર્જુન રથે યુદ્ધમાં;
બાણુ ધનુષ્ છોડીને, થૈ શોકાતુર મનમાં. ૪૭

અધ્યાય ૧ લો સમાપ્ત.



ૐ

# અધ્યાય બીજો.

## સાંખ્યયોગ.

### સંજય બોલ્યા.

તે પ્રકારે દયાયુક્ત, નેત્રે આંસુવાળો પૂર્ણ;
ખેદયુક્ત અર્જુનને, કહ્યાં કૃષ્ણે આ વચન. ૧

### શ્રીકૃષ્ણ બોલ્યા.

મોહદુઃખ તને ક્યાંથી, કુવખતે સામે ઉભું;
અનાર્ય અસ્વર્ગીય, અર્જુન ! અપકીર્તિનું. ૨
અર્જુન ! થા ન કાયર, એ તો તને ઘટે નહિ;
તુચ્છ મનનિર્બલતા, છોડી ઉભો તું થા અહીં. ૩

### અર્જુન બોલ્યા.

ભીષ્મ ને દ્રોણુસામે હું, યુદ્ધમાં મધુસૂદન !
બાણોવડે લડું કેમ, એઉસામે પૂજનીય. ૪
ગુરુ હણી એ મહાભાવવાળા,
સારૂં થવું આ જગે ભીખવાળા;

ગુરુ હણી એ મુજ સ્વાર્થમાંહે,
રુધિર ભીના શું છે? ભોગમાંહે. ૫
ન જાણીએ આ અમે કોણ શ્રેષ્ઠ,
જીત્યે અમે કે અમને જીતેજ;
ન એને હણી જીવવાની ઇચ્છા;
તે કૌરવો આ મોંસામેજ ઉભા. ૬
કાર્પણ્યદોષે હું સ્વભાવનષ્ટ,
તને પૂછું હું ચિત્ત ધર્મમૂઢ;
નક્કી કહો જે મને હોય સારૂં,
હું શિષ્ય શર્ણાગત બોધસારૂ. ૭
મળે નિષ્કંટક રાજ્ય તોપણ,
બનું દેવાધિપતિ હું કદીપણ;
એવો ન જોઉં હું કંઇ ઉપાય,
શોક ઇંદ્રિયમન દૂર થાય. ૮

સંજય બોલ્યા.

શ્રીકૃષ્ણને કહી એવું, હે ધૃતરાષ્ટ્ર! અર્જુને;
"હું તો નહિ લડું" કૃષ્ણ! ચુપ થૈ ગયો કહીને. ૯

તેને કહ્યું હૃષીકેશે, સેજ હસી ભારત ! હે;
બન્ને સેનામધ્ય ઉભી, શોકાતુર અર્જુનને. ૧૦

શ્રીકૃષ્ણ બોલ્યા.

અશોચ્યનો કરે શોચ, ને ડાહી વાતો તું કરે;
જીવતાં કે મરેલાંનો, શોચ પંડિતો ના કરે. ૧૧
હું અને તું કે આ નૃપો, ન હતા એમેય નહિ;
ને એ રીતે ન આપણે, હવે પછી હૈશું નહિ. ૧૨
દેહીના જેમ આ દેહે, બાળ યુવા વૃદ્ધપણું;
દેહ પ્રાપ્ત થતાં બીજો, ધીર મોહે ન તે વિષે. ૧૩
માત્રાસ્પર્શો અર્જુન સૌ, શીતોષ્ણ ને સુખદુઃખો;
અનિત્ય આવતાં જતાં, તે સહુ ભારત! અહો ! ૧૪
જેને એની નહિ પીડા, તે નથી નર ઉત્તમા !
સમ સુખે દુઃખે ધીર, લાયક છે તે મોક્ષના. ૧૫
સ્થિર અસત્ય જાણ્યું ન, અથિર પણ સત્યને;
અંત દેખે તત્ત્વદર્શી, પંડિત પરખી બેઉને. ૧૬
જાણે તેજ અવિનાશી, જેથી વ્યાપ્ત આ બધું છે;
વિનાશ એ અવ્યયનો, કરવા કો ન યોગ્ય છે. ૧૭

અવિનાશી અપ્રમેય, નિત્ય કહ્યાં મનુષ્યનાં;
અંતવાળાં શરીરો આ, તો જા અર્જુન યુદ્ધમાં. ૧૮
જે જાણે મારનારો ને, તે જે જાણે મરાયલો;
તેઓ બંને ન જાણે તે, ન હર્તા ન હણાયલો. ૧૯

ન જન્મે કદી વા ન તે મરે છે,
ન એ થયો વા ફરીને થશે એ;
નિત્ય અજન્મા એકરૂપ જૂનો,
દેહે ન હણાય હણતાંજ તે તો. ૨૦

નિત્ય જાણો અવિનાશી, આત્મા અવ્યય અજન્મા.
કેમ તે નર હે પાર્થ! મારે કરે કોની હત્યા. ૨૧

વસ્ત્રો જૂનાં જેમ જનો ઊતારે,
ગ્રહે નવાં અન્ય એવે પ્રકારે;
એ રીતે ત્યજી તે જૂનાં શરીરો,
અન્ય ધારે નવાં દેહી વપુઓ. ૨૨

એને છેદે નહિ શસ્ત્રો, નહિ અગ્નિ બાળી શકે;
ને નહિ ભીંજવે પાણી, વાયુ સૂકવી ના શકે. ૨૩

અછેદ્ય ને અદાહ્ય એ, અભીંજ્ય અશોષ્ય નક્કી;
સર્વવ્યાપી નિત્ય સ્થિર, છે અચળ સનાતની. ૨૪
અવ્યક્ત એ અચિંત્ય એ, અવિકારી એને કહે;
જાણીને તેથી એવો તે, તને શોચવું ના ઘટે. ૨૫
જો હવે એ નિત્ય જન્મી, તું જો માને નિત્ય મુવો;
તો પછી હે તને પાર્થ! ન ઘટે શોચ કરવો. ૨૬
જન્મે તેનું નક્કી મૃત્યુ, જન્મે મુએલો જો નક્કી;
ટાળ્યું ટળે ન માટે તે, શોચવું ઘટતું નથી. ૨૭
અવ્યક્ત આદિ છે દેહો, પાર્થ! મધ્યાવસ્થા પછી;
અવ્યક્ત નાશ છે એમ, ત્યાં શું શોક એનો પછી. ૨૮

આશ્ચર્યસમ જુએ કોઈ એને,
આશ્ચર્યસમ અન્ય એને કહે ને;
આશ્ચર્યસમ સુણે અન્ય એને,
એને કો પણ ન જાણે સુણીને. ૨૯

આત્મા નિત્ય અનાશી આ, દેહે સર્વની ભારત!
તેથી પ્રાણી સર્વમાટે, શોચવું અઘટારત. ૩૦

ને જોઇ સ્વધર્મ પણ, કંપવું ઘટતું નથી;
ધર્મયુદ્ધ સમો શ્રેય, બીજો ક્ષત્રીનો કો નથી. ૩૧
અનાયાસે મળેલું ને, ખુલ્લાં સ્વર્ગદ્વાર–રૂપ;
ક્ષત્રિયો સુખિયા પાર્થ ! મેળવે આવુંજ યુદ્ધ. ૩૨
હવે જો તું ધર્મરૂપ, યુદ્ધ આવું નહિ કરે;
તો સ્વધર્મ અને કીર્તિ, ખોળી પાપ તને મળે. ૩૩
ને લોકો અપકીર્તિની, વાતો તારી સદા કરે;
મોતથીએ વધારે છે, અકીર્તિ સંભાવિતને. ૩૪
ભયે રણે હઠેલો જો, જાણે તુંને મહારથી;
ને તેનો તું બહુમાન્ય, લઘુતા પામીશ અતિ. ૩૫
વધુ વેણો ન બોલ્યાનાં, વદશે તારા શત્રુઓ;
નિંદશે સામર્થ્ય તારૂં, વધારે બીજું દુઃખ કો ? ૩૬
પામે સ્વર્ગ મરાયો તો, વા જીતે તો પૃથ્વી મળે;
તેથી કૌંતેય થા ઊભો, નિશ્ચયવાળો થૈ યુદ્ધે. ૩૭
સુખદુઃખ સમા જાણી,લાભાલાભો જયાજયો;
તેથી યુદ્ધે યુક્ત થા તું, એમાં પાપ લાગે ન હો. ૩૮

સાંખ્યે તને કહેલી આ, બુદ્ધિ યોગે સુણુ હવે;
તું જે બુદ્ધિવડે યુક્ત, કર્મ બંધન છોડશે. ૩૯
અફળતા નથી આમાં, હરકત ન દીસતી;
આ ધર્મની જરા પણુ, તરાય મહા ભયથી. ૪૦
વ્યવસાયી બુદ્ધિ એક, કુરુનંદન! આ મહીં;
અનંત ભેદવાળી એ, અવ્યવસાયીની બુદ્ધિ. ૪૧
જે આ પુષ્પયુક્ત વાણી, જન અજ્ઞાની તો કહે;
વેદવાદાસક્ત પાર્થ! 'બીજું નથી' એમજ કે. ૪૨
કામી સ્વર્ગપરાયણુ, દાતા જન્મ કર્મફલ;
ક્રિયા બહુ પ્રકારી તે, ભોગ ઐશ્વર્યમાટેજ. ૪૩
જેવડે ભોગવિલાસ, આસક્તનાં દિલ હરે;
તેવાની અવ્યવસાયી, સમાધીમાં નવ રહે. ૪૪
ત્રિગુણુવિષયી વેદો, થા તું તે ગુણોરહિત;
નિર્દ્વંદ્વ સત્ત્વગુણી ને, નિર્યોગક્ષેમ આત્મિક. ૪૫
જેમ હેતુ તરષ્યાનો, પૂર્ણ થાય જળાશયે;
તેમ જાણો સર્વ વેદે, બ્રહ્મજ્ઞાનીનો હેતુ યે. ૪૬

કર્મમાંજ અધિકાર, તારો કદાપિ ન ફળે;
ન કર્મ-ફલ-હેતુ થા, મંગી થે ન તું અકર્મ. ૪૭
યોગે રે'લ કરો કર્મો, સંગ છોડી અર્જુન ! હે;
સમ સિદ્ધિ અસિદ્ધિ થૈ, તે સમત્વને યોગ કે'. ૪૮
ઊતરતું કર્મ બીજું, બુદ્ધિયોગે ધનંજય !
શરણ શોધ બુદ્ધિનું, ફલહેતુઓ કૃપણ. ૪૯
છોડે અહીં બુદ્ધિયુક્ત, સુકૃત દુષ્કૃત બંને;
તેથી તું યોગમાટે જા, કર્મે કુશલ યોગ તે. ૫૦
કર્મે થતા બુદ્ધિયોગી, ડાહ્યા ફલ ત્યજી નિશ્ચે;
જન્મબંધન નિર્મુક્તો, જાય છે નિર્દોષ પદે. ૫૧
જ્યારે તારી બુદ્ધિ તરી, મોહ કાદવને જશે;
ત્યારે સુણ્યું સુણીશ જે, તેનો વૈરાગી તું થશે. ૫૨
બુદ્ધિ અધિક જ્ઞાનાળી, જ્યારે તારી દ્દઢ થશે;
અચલ ને સમાધિસ્થ, બુદ્ધ યોગે ત્યારે જશે. ૫૩

અર્જુન બોલ્યા.

સ્થિતપ્રજ્ઞ સમાધિસ્થ, તણી શી ચેષ્ટા કૃષ્ણ ! છે ?
સ્થિતબુદ્ધિ શું બોલે? ને, ક્યાં હોય ? કેમ વરતે? ૫૪

શ્રીકૃષ્ણ બોલ્યા.

કામનાઓ ત્યજે જ્યારે, સર્વ મનની પાર્થ! હે
આત્મા પ્રસન્ન આત્મામાં,સ્થિતપ્રજ્ઞાની તેને કહે. ૫૫
દુઃખે મન અનુદ્વેગી, સુખે જેની સ્પૃહાજ નૈં:
ન ભય ક્રોધ ને પ્રીતિ, તે છે સ્થિતબુદ્ધિ મુનિ. ૫૬
જે સર્વત્ર અસ્નેહાળ, તે શુભાશુભ પામીને;
ન વખાણે ન નિંદે જે, તેની સ્થિરજ બુદ્ધિ છે. ૫૭
જ્યારે સંહરે છે આ, કૂર્મ અંગપેઠે પૂર્ણ;
ઇંદ્રિયો ઇંદ્રિના અર્થે, તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત. ૫૮
નિવર્તે વિષયો થાયે, નિરાહારી મનુષ્યના;
પણ રસ હઠી જાય, બ્રહ્મ જાઈ રસવિના. ૫૯
પણ યત્ન છતાં પાર્થ! બુદ્ધિમાન્ નરની યે;
ઇંદ્રિયો બળવાન્ સૌ, પરાણે હરે મનને. ૬૦
તે બધી રોકીને થા તું, જોડાઈ હું પરાયણ;
વશ નક્કી ઇંદ્રિ જેની, તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત. ૬૧
ચિન્તવે વિષયો દેહી, સંગ તેમાંહે સજે;
સંગથી ઉપજે કામ, કામે ક્રોધ ઉદ્‌ભવે. ૬૨

ક્રોધથી થાય સંમોહ, સ્મૃતિભ્રમ સંમોહથી;
સ્મૃતિભ્રંશે બુદ્ધિનાશ, મરેજ બુદ્ધિનાશથી. ૬૩
રાગદ્વેષરહિત જે, વિષયોને આચરતો;
આત્મવશ ઇંદ્રિવડે, ચિત્તશુદ્ધિ તે પામતો. ૬૪
સર્વ દુઃખ પ્રસાદેથી, હરણ તેનાં થાય છે;
પ્રસન્ન ચિત્તની નક્કી, બુદ્ધિ સ્થિરજ થાય છે. ૬૫
અયુક્તને નથી બુદ્ધિ, ન અયોગને ભાવના;
અભાવીને નથી શાન્તિ,તે અશાન્તને સુખ ક્યાં?૬૬
ઇંદ્રિયો રખડે જેમાં, તે મન કાણુ પ્રેરતો;
તેની બુદ્ધિ હરે જેમ, વા જળે નાવ હરતો. ૬૭
તેથી જેની મહાબાહો! સર્વ રીતે વશ કરી;
ઇંદ્રિયો ઇંદ્રિયોઅર્થે, તેની બુદ્ધિ સ્થિર ઠરી. ૬૮
જે નિશા સર્વભૂતોની, જાગે સંયમી તેમહીં;
જેમાં જાગે સર્વભૂતો, જુએ તેજ નિશા મુનિ. ૬૯
અચળ પ્રતિષ્ઠિત સ્વયંપૂર્ણ,
સમુદ્રે પ્રવેશે જેવાંજ નીર;

તેમ પ્રવેશે જેને કામ સર્વ,
તે શાંતિ પામે નવ કામકામી. ૭૦

છોડીને કામના સર્વ, જે નર નિઃસ્પૃહ ફરે;
ગર્વિષ્ઠ મમકારી ન, શાન્તિ પામેજ નર તે. ૭૧

આ બ્રાહ્મી સ્થિતિ પાર્થ, પામી એમાં ન મોહતો;
અંતકાળે રહી એમાં, પામે નિર્વાણ બ્રહ્મ તો. ૭૨

અધ્યાય બીજો સમાપ્ત.



ૐ

# અધ્યાય ત્રીજો.

## કર્મયોગ.

### અર્જુન બોલ્યા.

શ્રેષ્ઠ હોય કર્મથી જો, બુદ્ધિ તમારે મતે;
ત્યારે ઘોર કર્મે કેમ, કેશવ ! યોજો છો મને. ૧
એ પ્રમાણે મિશ્રવાક્યે,મોહો છો મારી બુદ્ધિને;
તો નિશ્ચય કરી એક, કહો જેમાં સારૂં થશે. ૨

### શ્રીકૃષ્ણ બોલ્યા.

નિષ્ઠા દ્વિજાતિ આ લોકે, પૂર્વે નિષ્પાપ મેં કહી;
સાંખ્યોની જ્ઞાનયોગેથી, કર્મયોગેથી યોગીની. ૩
કર્મતણા વિના રંગ, નૈષ્કર્મ ભોગવે ન કો;
અને માત્રજ સંન્યાસે, ન સિદ્ધિને પામતું કો. ૪
ક્ષણ પણ ન કોઇયે, કર્મ કર્યા વિના રહે;
અવશ્ય કરાય કર્મ, સૌ પ્રકૃતિગુણોવડે. ૫

એમ ગ્રહી કર્મેંદ્રિયો, સ્મરતો મનથી રહે;
ઇંદ્રિયાર્થો વિમૂઢાત્મા, કે'વાય મિથ્યાચારી તે. ૬
ને જે મનવડે ઇંદ્રિ, આરંભે વશ રાખીને;
કર્મયોગ કર્મેંદ્રિયે, પાર્થ અસક્ત તે વધે. ૭
કર તું નિયમે કર્મ, કર્મશ્રેષ્ઠ અકર્મથી;
દેહયાત્રા ન તારી ય, સિદ્ધિ પામે અકર્મથી. ૮
યજ્ઞાર્થેથી બીજાં કર્મો, અહીં બંધનરૂપ છે;
હે કૌંતેય ! કર્મ તેથી, સંગવિના સુઆચરે. ૯
યજ્ઞસાથે પ્રજા સર્જી, પૂર્વે બોલ્યા પ્રજાપતિ;
આથી નિજ કરો વૃદ્ધિ,તે પૂરો ઇચ્છા મનની. ૧૦
આવડે સંતુષ્ટ દેવો, સંતોખે દેવ તમને;
પરસ્પર સંતુષ્ટતાં, પામો પરમ શ્રેયને. ૧૧
તમને ઇષ્ટ ભોગો દે, નિશ્ચે દેવ તૃપ્ત યજ્ઞે;
અર્પ્યા વિનાજ આપેલું, ભોગવતા તે ચોર છે. ૧૨
જમનારા યજ્ઞશેષ, છૂટે સંતો સૌ પાપથી;
ખાય છે પાપ તેઓજ, પાપી રાંધે પોતાથકી. ૧૩

અન્નથી થાય છે ભૂતો, અન્ન વરસાદે બને;
યજ્ઞથી વરસે મેહ, યજ્ઞ કર્મે ઉદ્ભવે. ૧૪
બનેલું બ્રહ્મથી કર્મ, જાણ બ્રહ્મ અક્ષરથી;
માટે બ્રહ્મ સર્વવ્યાપી, નિત્ય રહ્યું યજ્ઞથકી. ૧૫
ચાલતું એમ તે ચક્ર, ન અનુસરે જે અહીં;
અઘાયુ ઇંદ્રિઆરામી, અમથો જીવે પાર્થ ! ઇ. ૧૬
જે હોય આત્મરંગી ને,આત્મતૃપ્ત જે માનવી;
જે સંતુષ્ટજ આત્મામાં, કાર્ય તેને કંઇ નથી. ૧૭
અર્થકાર્ય નથી તેને, અકૃત ન કંઈ અહીં;
અને એનો સર્વ ભૂતે, અર્થ આશ્રય કોઈ નૈં. ૧૮
માટે નિત્ય અસક્ત થૈ, કર કાર્ય સમજીને;
અસક્ત આચરે કર્મ, પામે પરમ નર તે. ૧૯
કર્મથી સંસિદ્ધિનેજ, પામેલા જનકાદિ જે;
લોકસંગ્રહ જોતાં યે, કરવાં તે ઘટે તને. ૨૦
જે જે મોટા કરે તેવું, તે તેજ બીજા આચરે;
જે પ્રમાણે કરે તેઓ, લોક તેને અનુસરે. ૨૧

હે પાર્થ ! ન કર્મ મારે, કાંઈ પણ ત્રિલોકમાં;
અપ્રાપ્ત મેળવવાનું, ન તોય વર્તું કર્મમાં. ૨૨
કદાપિ હું કરૂં ન જો, કર્મ ગફલતેં રહી;
અનુસરે રસ્તે મારે, હે પાર્થ ! સર્વ માનવી. ૨૩
નાશ આ લોક પામશે, જો હું કર્મ ન કરૂં તો;
વર્ણસંકરનો કર્તા, થાઉં હર્તા પ્રજાતણો. ૨૪
આસક્ત કર્મમાં મૂઢ, જેમ હે ભારત ! કરે;
કરે છે અસક્ત જ્ઞાની, લોકકલ્યાણ ઇચ્છીને. ૨૫
ન કરવો બુદ્ધિભેદ, અજ્ઞાની કર્મસંગીનો;
એવાને જોડવા કર્મે, વિદ્વાને કર્મ આચરી. ૨૬
પ્રકૃતિના ગુણે થાતાં, સર્વ પ્રકારેજ કર્મો;
મૂઢ આત્મા અહંકારે, 'હું કર્તા' એમ માનતો. ૨૭
તત્ત્વવેત્તા મહાબાહો ! ગુણકર્મવિભાગના;
ગુણોમાં વર્તતા ગુણો, એમ માની જોડાય ના. ૨૮
પ્રકૃતિગુણસંમૂઢા, જોડાય ગુણકર્મમાં;
તેમાં મંદ અજ્ઞાનીને, જ્ઞાનીએ ન ચળાવવા. ૨૯

મારામાંજ સર્વકર્મો, સમર્પી અધ્યાત્મચિત્તે;
આશા ને મમતા તાપ, વગરનો થૈ જા યુદ્ધે. ૩૦

નિત્ય સુમત આ મારો, માણસો જો અનુસરે;
શ્રદ્ધાવાળા અયોગીઓ, તેઓ યે મુક્ત કરમે. ૩૧

છે જે ખરેખરા ઋષિ, ને વર્તે ન મારા મતે;
સૌ જ્ઞાનવિમૂઢા તેઓ, જાણુ અચેતન નષ્ટ તે. ૩૨

એ માફક કરે ચેષ્ટા, જ્ઞાની પણ સ્વપ્રકૃતિયે;
પ્રકૃતિમાં ભૂતો જાયે, તો તે શું નિગ્રહ કરે? ૩૩

ઇંદ્રિયના ઇંદ્રિયાર્થે, રાગદ્વેષ સ્વભાવી છે;
તે બેને વશ થાવું ન, આના લુટારા બેઉ છે. ૩૪

વિગુણી સ્વધર્મ સારો, સુસેવ્યા પરધર્મથી;
સ્વધર્મે મરવું સારૂં, પરધર્મ છે બૌ ભયી. ૩૫

## અર્જુન બોલ્યા.

પ્રેરાએલ હવે કોથી, પાપ મનુષ્ય આ કરે?
ન ઇચ્છતાં છતાં કૃષ્ણ! પ્રેરાય જાણે કેના બળે? ૩૬

### શ્રીકૃષ્ણ બોલ્યા.

એજ કામ અને ક્રોધ, થયેલા રજોગુણથી;
બૌ ખાધરા મહાપાપી, જાણ વૈરી એને અહીં. ૩૭
ઢંકાયં અગ્નિ ધૂમાડે, જેમ દર્પણ ધૂળથી;
ને ઢાંકેલ ગર્ભ ઓરે, ઢંકાયું તેમ આ નકી. ૩૮
ઢંકાયું જ્ઞાન જ્ઞાનીના, એ કામરૂપી શત્રુથી;
હે કૌંતેય! અને નિત્ય, ન પુરાયેલ અગ્નિથી. ૩૯
ઇંદ્રિયો મન ને બુદ્ધિ, કે'વાય તેનાં સ્થાન જે;
એવડે મોહ કરે તે, દેહીનું જ્ઞાન ઢાંકીને. ૪૦
તેમાટે તું ઇંદ્રિયોને, પ્રથમ વશ કર સૌ;
જ્ઞાનવિજ્ઞાન હર્તાને, પાર્થ! માર તે પાપી બૌ. ૪૧
ઇંદ્રિયો જબરી કહી, ઇંદ્રિથી જબરૂં મન;
મનથી જબરી બુદ્ધિ, ને બુદ્ધિથી તે જબર. ૪૨
એમ બુદ્ધિ પરા જાણી, રોકી મન પોતાવડે;
માર અર્જુન તે શત્રુ, અજિત કામરૂપી જે. ૪૩

### અધ્યાય ત્રીજો સમાપ્ત.

ૐ

# અધ્યાય ચોથો.

## જ્ઞાનના વિભાગનો યોગ.

### શ્રીકૃષ્ણ બોલ્યા.

યોગ જે આ અવિનાશી, સૂર્યે પૂર્વે કહેલ છે;
સૂર્યે કહ્યો મનુને જે, તેણે કહ્યો ઇક્ષ્વાકુને. ૧
મળેલો પરંપરાથી, તે રાજર્ષિઓ જાણતા;
નષ્ટ થયો ઘણા કાળે, અહિંથી પાર્થ ! યોગ આ. ૨
તેજ આજ તને મેં આ, કહ્યો યોગ પુરાતની;
ભક્ત ને છે સખા મારો, શ્રેષ્ઠ રહસ્ય આ વળી. ૩

### અર્જુન બોલ્યા.

જન્મ પ્રથમ સૂર્યનો, પછીથી આપનો થયો;
કેમ આ હું શકું જાણી, એને આપે પે'લાં કહ્યો. ૪

### શ્રીકૃષ્ણ બોલ્યા.

બહુ જન્મો ગયેલા છે, મારા તારા અર્જુન ! હો;
હું જાણું છું સર્વ તેને, નહિ પાર્થ ! તું જાણતો. ૫

અજન્મ ને અમર્ણું હું, ને ભૂતોનો ઈશ્વર હું;
સ્વપ્રકૃતિ ધરીને હું, આત્મભાવે જન્મુંજ છું. ૬
જ્યારે જ્યારે ધર્મગ્લાનિ, હે પરંતપ ! થાય છે;
ને ઊપાડો અધર્મનો, ત્યારે સર્જું હું ખુદને. ૭
સાધુઓના ઉદ્ધારાર્થે, દુષ્ટોના નાશકારણે;
ધર્મ સંસ્થાપવામાટે, હું જન્મું છું યુગે યુગે. ૮
જન્મ અને કર્મ મારાં, દિવ્ય જાણે જે આ રીતે;
પુનર્જન્મ નથી પાર્થ! ત્યજી દેહ મને મળે. ૯
રાગભય વિના ક્રોધ, મુજ આશ્રિત હુંમય:
જ્ઞાન તપરંડે બહુ, પામ્યા મદ્‍ભાવ પવિત્ર. ૧૦
મને જેમ ભજે જેઓ, તેમ તેને ફળું છું હું;
વર્તે છે મુજ માર્ગે જે, એ પ્રમાણે પાર્થ ! સહુ. ૧૧
કર્મસિદ્ધિ ઇચ્છનારા, પૂજે દેવતાને અહીં;
કે તેથી તુર્ત આ લોકે, થાય સિદ્ધિ કર્મે થતી. ૧૨
ચારવર્ણું સૃજેલા મે, ભેદથી ગુણકર્મએ;
તેનો કર્તા મને જાણ, અવ્યય અકર્તા અને. ૧૩

મને કર્મો નહિ લેપે, કર્મસ્પૃહા નથી મને;
એમ જાણે મને જેઓ, કર્મે નહિ બંધાય તે. ૧૪
એમ જાણી કર્યું કર્મ, પૂર્વેયે મુમુક્ષુવડે;
માટે કર કર્મ તુંયે, કરેલ પૂર્વે પૂર્વ જે. ૧૫
કર્મ ને અકર્મ શું છે? ત્યાં કવિઓ મુંઝાય છે;
કહું છું તે કર્મ તુંને, જાણી અશુભેથી છૂટે. ૧૬
જાણવું કર્મને પણ, ને જાણવું વિકર્મયે;
જાણવુંયે અકર્મને, કર્મગતિ ગહન છે. ૧૭
કર્માકર્મ જુએ જેઓ, અને કર્મ અકર્મમાં;
તે ડાહ્યો છે મનુષ્યોમાં, યોગી ને સૌ કર્મકર્તા. ૧૮
જેના સર્વે સમારંભો, કામસંકલ્પવિણ છે;
જ્ઞાનાગ્નિથી બળ્યાં કર્મો, ડાહ્યા તેને જ્ઞાની કહે. ૧૯
કર્મફળ ત્યજી સંગ, જે સંતુષ્ટ નિરાશ્રયી;
મચ્યો રહે કર્મમાંહી, તે કાંઇ કરતો નથી. ૨૦
નિરાશી વશચિત્તાત્મા, સર્વે પરિગ્રહ ત્યજી;
દેહી કર્મ કરે માત્ર, પામતો પાપ તે નથી. ૨૧

લાભે તૃપ્ત અનાયાસે, અદ્વંદ્વી ને વિમત્સર;
સમાન સિદ્ધિ અસિદ્ધિ, કરે પણ બંધાય ન. ૨૨
સંગ ગયેલ મુક્ત ને, જ્ઞાને જેનું લાગ્યું મન;
યજ્ઞમાટે કરે કર્મો, પામે સર્વ કર્મ લય. ૨૩
બ્રહ્માર્પણ બ્રહ્માગ્નિમાં, હોમેલું હવિ બ્રહ્મ છે;
બ્રહ્મને તેવડે પામે, બ્રહ્મકર્મ સમાધિયે. ૨૪
દૈવી યજ્ઞ બીજા કોઇ, એમ ઉપાસે યોગીઓ;
બ્રહ્મરૂપ ગણી અગ્નિ, હોમે યજ્ઞે તે યજ્ઞ કો. ૨૫
કો શ્રોત્રાદિ ઇંદ્રિયોને, હોમે સંયમઅગ્નિમાં;
શબ્દાદિ વિષયો બીજા, હોમે ઇંદ્રિય અગ્નિમાં. ૨૬
સો ઇંદ્રિયકર્મો હોમે, પ્રાણકર્મો બીજા વળી;
આત્મસંયમયોગનો, જ્ઞાનદીપ્ત અગ્નિમહીં. ૨૭
દ્રવ્યયજ્ઞ તપોયજ્ઞ, તેમ બીજા યોગયજ્ઞ;
સ્વાધ્યાય જ્ઞાનયજ્ઞ, યોગીઓ દૃઢવૃત્તિજ. ૨૮
પ્રાણ હોમે અપાને ને, તેમ પ્રાણે અપાન કો;
પ્રાણાપાનગતિ રુંધી, પ્રાણાયામપરાયણો. ૨૯

બીજા કોઇ મિતાહારી, હોમે પ્રાણોજ પ્રાણમાં;
એ બધાયે યજ્ઞજ્ઞાતા, યજ્ઞે ટાળક પાપના. ૩૦
યજ્ઞશેષામૃત ખાતાં, બ્રહ્મ શાશ્વત પામતા;
અયજ્ઞનો ન આ લોક, તો પછી પાર્થ!અન્ય ક્યાં? ૩૧
બહુવિધ યજ્ઞો એમ, વિસ્તારે સૌ વેદમુખે;
જાણ તે સૌ થતા કર્મે, જાણી મોક્ષ મળે સુખે. ૩૨
દ્રવ્યમય યજ્ઞથી છે, શ્રેષ્ઠ પાર્થ! જ્ઞાનયજ્ઞ;
સંપૂર્ણ સૌ કર્મ પાર્થ! જ્ઞાને પૂરા સમાપ્તજ. ૩૩
જાણ તેને પ્રણિપાતે, સેવા ફરી પ્રશ્નો કરી;
કરે જ્ઞાન ઉપદેશ, જ્ઞાનીઓ ને તત્ત્વદર્શી. ૩૪
સર્વ જાણી ફરી મોહ, પાર્થ! તું ન પામતો;
એવડે સર્વ ભૂતોને, તુંમાં હુંમાં નિહાળતો. ૩૫
પણ જો તું સવે પાપે, કદી પાપી હોઇશ તો;
સર્વસ્વ જ્ઞાનનૌકાથી, તરે તું દુઃખસિંધુને. ૩૬
દીપ્ત અગ્નિ કરે ભસ્મ, જેમ અર્જુન! કાષ્ઠને;
જ્ઞાનરૂપી અગ્નિ તેમ, ભસ્મ કરે સૌ કર્મને. ૩૭

જ્ઞાનસમું નહિ કોઇ, જણાયું પવિત્ર અહી;
તે પોતે યોગસિદ્ધ થૈ, આત્મા મેળવે કોઇ દી. ૩૮
મેળવે જ્ઞાન શ્રદ્ધાળુ, ને તેમાં મન સંયમી;
મેળવી જ્ઞાન શાન્તિને, પામે પરમ જલદી. ૩૯
અશ્રદ્ધાળુ અજ્ઞાની ને, સંશયી પામેજ નાશ;
ન આ લોકે ન બીજાયે, સંશયાત્માને સુખજ. ૪૦
યોગથી કર્મસંન્યાસી, જ્ઞાને ગળ્યા સૌ સંશયો;
ન બાંધે કર્મ અર્જુન ! એવા આત્મવાન્‌ને તો. ૪૧
અજ્ઞાનથી થતા તેથી, સંશય નિજ હૃદયે;
જ્ઞાનખડ્‌ગવડે કાપી, પાર્થ ! તું જા યોગારંભે. ૪૨

અધ્યાય ચોથો સમાપ્ત.



ૐ

# અધ્યાય પાંચમો.

## કર્મસંન્યાસયોગ.

### અર્જુન બોલ્યા.

કર્મસંન્યાસ હે કૃષ્ણ! યોગ ફરી વદો અને;
એમાંથી શ્રેય જે છે તે, નિશ્ચે કરી કહો મને. ૧

### શ્રીકૃષ્ણ બોલ્યા.

સંન્યાસ ને કર્મયોગ, શ્રેયકારક છે બન્ને;
તેમાંયે કર્મયોગ તો, કર્મસંન્યાસથી ચઢે. ૨
જ્ઞાતા ને નિત્યસંન્યાસી, દ્વેષી અને લોભી નથી;
નિર્દ્વન્દ્વીજ મહાબાહો! સુખે જાય બંધો છૂટી. ૩
જુદા સાંખ્ય અને યોગ, કહે બાળ ન પંડિતો;
એકે રહેલ સુરીતે, ગ્રહે બેઉનાં ફળો. ૪
સાંખ્યવડે મળે સ્થાન, તેજ મળે છે યોગથી;
એક સાંખ્ય અને યોગ, જુએ જે તે દીર્ઘદૃષ્ટિ. ૫

સંન્યાસ તો મહાબાહો ! અયોગીને દેજ દુઃખ;
યોગયુક્ત મુનિ પામે, બ્રહ્મ તે વિલંબવિણ. ૬
વિશુદ્ધ મનના યોગી, મન ઇંદ્રિ જેણે જીત્યાં;
સૌ ભૂતે જે જુએ આત્મા, લેપાય ન કર્તા છતાં. ૭
એમાં હું ન કરૂં કંઈ, ઠીક તત્ત્વજ્ઞ માનતો;
જોય સુણે અડે સૂંઘે, હીંડે ઉંઘે ખાતો છતો. ૮
વદે છોડે ગ્રહે શ્વાસ, આંખ ખોલે ને મીંચતો;
ઇંદ્રિયો ઇંદ્રિના અર્થે, વર્તે છે એમ ધારતો. ૯
બ્રહ્માર્પણ કરી કર્મો, સંગ છોડીને જે કરે;
કમળપત્રની જેમ, લેપાતો ન પાપપુણ્યે. ૧૦
કાયા મન બુદ્ધિવડે, જે માત્રજ ઇંદ્રિવડે;
આત્મશુદ્ધિ અર્થે યોગી, કર્મસંગ છોડી કરે. ૧૧
કર્મફળ તજી યુક્ત, પામે નૈષ્ઠિક શાન્તિને;
અયુક્ત કામ ઇચ્છાથી, ફળાસક્ત બંધાય છે. ૧૨
મનથી સૌ કર્મો મૂકી, વશકર્તા સુખે રહે;
નવદ્વારી પુરે દેહી, ન કરાવે કરે ન તે. ૧૩

કરનારાં અને કર્મ, ન લોકનાં સૃજે પ્રભુ;
કર્મફળસંયોગએ, સ્વભાવે વર્તે બધું. ૧૪

કોઇનું ન કરે પાપ, તેમ ન સુકૃત કરે;
અજ્ઞાને જ્ઞાન ઢાંકેલ, મોહે તેમાં જીવ અરે! ૧૫

અજ્ઞાન જ્ઞાનવડે તો, નાશ પામેલું જેહનું;
તેનું સૂર્યસમું જ્ઞાન, તે પર પ્રકાશી રહ્યું. ૧૬
તે છે બુદ્ધિ અને આત્મા,તેનું શર્ણું નિષ્ઠાજ તે;
અમરપણું પામે તે, પાપમુક્ત જ્ઞાનથી જે. ૧૭
વિદ્યા વિનયવાળા જે, વિપ્ર ગાય ને હાથીમાં;
ચાંડાલ કૂતરામાંહે, સમાન જોતા પંડિતો. ૧૮
જગ જીત્યો અહીં તેથી, મન જેનું સમ રહ્યું;
નિર્દોષ સમ છે બ્રહ્મ, બ્રહ્મનિષ્ઠ તેથી કહ્યું. ૧૯
પ્રિય પામ્યે નહિ રાજી,અપ્રિય પામ્યે દુઃખ ના;
સ્થિરબુદ્ધિ ન મોહેલા, બ્રહ્મજ્ઞ બ્રહ્મનિષ્ઠમાં. ૨૦
બાહ્યસ્પર્શે અમોહેલા, જાણે છે આત્મસુખને;
બ્રહ્મ યોગીજ આત્મા તે, પામે અક્ષયસુખને. ૨૧

જે જે સ્પર્શે થતા ભોગો, દુઃખમૂળ તેઓજ છે;
આદિ ને અંતવાળામાં, પાર્થ ! જ્ઞાનીઓ ન રમે. ૨૨
સહી શકેજ આ લોકે, દેહ છૂટ્યા અગાઉ જે;
કામક્રોધે થતા વેગો, યુક્ત સુખવાળોજ તે. ૨૩
જેના અંતરઆત્મામાં, સુખ આરામ તેજ છે;
તે યોગી બ્રહ્મનિર્વાણ, બ્રહ્મ થઇ પામેજ છે. ૨૪
પામે છે બ્રહ્મનિર્વાણ, ઋષિઓ પાપવિગત;
અશંકાશીલ ચિદાત્મા, ને હિતેચ્છુ સૌ ભૂતના. ૨૫
કામક્રોધે છૂટેલા ને, વશચિત્તાળા યતિની;
ચોપાસે બ્રહ્મનિર્વાણ, આત્મવેત્તાની છે ગતિ. ૨૬
સૌ સ્પર્શો કરી દૂર, દૃષ્ટિ ભવાંમધ્યે કરી;
પ્રાણાપાન રહેલા જે, નાકમાં તે સમ કરી. ૨૭
મનબુદ્ધિ–જિતેંદ્રિય, મોક્ષપરાયણ મુનિ;
ભયેચ્છાક્રોધ ગયાં જેના, તે છે મુક્ત સદા મુનિ. ૨૮
તપ ને યજ્ઞના ભોક્તા, ઈશ્વર તે સૌ લોકના;
સુમિત્ર સર્વ ભૂતોના, શાન્તિ પામે જે જાણતા. ૨૯

અધ્યાય પાંચમો સમાપ્ત.

ૐ

# અધ્યાય છઠ્ઠો.

## આત્મસંયમયોગ.

### શ્રીકૃષ્ણ બોલ્યા.

કર્મફળ વિના ઇચ્છા, કાર્યે કર્મ જે જે કરે;
તે સંન્યાસી અને યોગી, અગ્નિક્રિયા વિના ન તે. ૧
સંન્યાસ એમ કરેલો, જાણ અર્જુન યોગ તે;
સંકલ્પો ન તજ્યા જેણે, નહિ કોઇ યોગી બને. ૨
ચઢેલો યોગમાં મુનિ, કર્મ કારણ કે'લ છે;
તે યોગારૂઢનું શમ, કારણ કહેવાય છે. ૩
ન જ્યારે ઇંદ્રિયાર્થેંજ, કે જોડાય કર્મે નહિ;
સર્વ સંકલ્પસંન્યાસી, કહેવાય છે યોગારૂઢી. ૪
તારો મનવડે આત્મા, ડુબાડવો આત્મા નહિ;
બંધુ છે મન આત્માનો, આત્માજ આત્માનો અરિ. ૫
બંધુ પોતેજ પોતાનો, જેણે પોતે જીત્યું મન;
અજિત મનનો ક્લેશે, વર્તે છે તે શત્રુસમ. ૬

શાન્ત જીતેલ મન તો, સ્વસ્વરૂપે સ્થિરજ છે:
ટાઢતાપે સુખદુઃખે, માન અપમાનેજ તે. ૭

તૃપ્ત જે જ્ઞાનવિજ્ઞાને, અવિકારી જિતેંદ્રિય;
યુક્ત યોગી કહે તે જે, માટી' પાણે સોને સમ. ૮

શત્રુ મિત્ર ઉદાસીન, મધ્યસ્થ દ્વેષી બંધુમાં;
સાધુ ને પાપમાં પણ, શ્રેષ્ઠ છે સમબુદ્ધિમાં. ૯
યોગી જોડે નિત્ય આત્મા, એકાંતમાંહે બેસીને;
એકલો મન જીતેલો, નિરાશી ને સંતોષી તે. ૧૦
પવિત્ર સ્થલમાં સ્થાપી,સ્થિર આસન નિજનું;
ન ઉંચું કે અતિ નીચું, દર્ભ ચર્મ ને વસ્ત્રનું. ૧૧
ત્યાં એકાગ્ર કરી ચિત્ત, રોકી મન ઈંદ્રિ ક્રિયા;
યોગ આત્મશુદ્ધિમાટે, બેસી આસને સાધવા. ૧૨
ડોક માથું સમાં કાયા, સ્થિર અચળ રાખીને;
નાસિકાગ્રે કરી દષ્ટિ, અને જોતો નૈં કો દિશે. ૧૩
નિડર શાન્તચિત્તાળો, રહે બ્રહ્મચર્યવ્રતે;
વશમની હુંચિત્તાળો, રહે હુંયુક્ત શરણે. ૧૪

આત્મ જોડે સદા એમ, યોગી જે મન નિયમી;
પામે તે શાન્તિ નિર્વાણ, પરમ રહેલ હુંમહીં. ૧૫

ખાઉધરાને નથી યોગ, અલ્પાહારીને ન વળી;
અતિ જાગે ઉંઘે તેને, પાર્થ ! યોગ થતો નથી. ૧૬

યોગ્ય આહારી વિહારી, કરનારા યુક્ત કર્મ;
યોગ્ય જાગે ઉંઘે તેને, યોગ થાયે દુઃખહર્ણ. ૧૭

નિયમિત ચિત્ત જ્યારે, લાગ્યુંજ આત્મામાં રહે;
સૌ કામનાથી નિઃસ્પૃહ, ત્યારે યુક્ત કે'વાય તે. ૧૮

જેમ દીવો વિના વાયુ, રહેલો હલતો નથી;
યોગી ધ્યાની ચિદાત્માના, યોગની ઉપમા કહી. ૧૯

પામે વિરામ જ્યાં ચિત્ત, રોકેલું યોગસેવવા;
ને એમ મનથી આત્મા, જોઈ સંતોષે આત્મામાં.૨૦

અત્યંત સુખ લેવાયે, બુદ્ધિથી ન ઇંદ્રિથી તે;
જાણે છે જ્યાં રહેલોજ, તત્ત્વે કરી તે ન ચળે. ૨૧

લાભ જે મેળવી બીજો, ન માનેજ તેથી વડો;
રહેલો જે મહીં તે ન, ચળે મહાદુઃખેજ તો. ૨૨

દુઃખસંયોગવિયોગ, યોગ નામી જાણવું તે;
તે નિશ્ચયવડે સાધો, અખેદ ચિત્તે યોગ જે. ૨૩
સંકલ્પેથી થતી ઇચ્છા, સંપૂર્ણ સર્વ છોડીને;
ઇંદ્રિએ મનથી રોકી, સૌ વિષયોમાંથી અને. ૨૪
વૈરાગ્યું ધીરે ધીરે, ધૈર્યે રાખી બુદ્ધિવડે;
આત્મામાં મન રાખીને, વિચારવું ન કાંઇયે. ૨૫
ચંચળ અસ્થિર મન, જ્યાં જ્યાંજ તે જતું રહે;
ત્યાં ત્યાંથી વાળીને વશ, આત્મામાં કરવુંજ તે. ૨૬
યોગી શાન્ત મનનાને, શ્રેષ્ઠ સુખ આવી મળે;
રજોગુણ ગયેલાને, બ્રહ્મભૂત અપાપીને. ૨૭
એમ જોડે સદા આત્મા,જે અપાપી યોગી જે તે;
સુખ પામે અતિસુખે, બ્રહ્માનંદમાં રહ્યું તે. ૨૮
સૌ ભૂતોમાં રહ્યો આત્મા,ને સૌ ભૂતો આત્મામહીં;
યોગથી યુક્ત જુએ જે, સમદર્શી અહીં તહીં. ૨૯
જે સર્વત્ર મને દેખે, ને સૌને મુજમાં જુએ;
નાશ કરૂં ન હું તેનો, ને તે હણે નહિ મને. ૩૦

સર્વ ભૂતે રહેલો હું, જે એકત્વે મને ભજે,
ગમે ત્યાં વર્તતા તોયે, વર્તે મુજમાં યોગી તે. ૩૧
સર્વ ઉપમાથી સર્વત્ર, પાર્થ! સમાન જોય જે;
સુખ કે અથવા દુઃખ, માન્યો પરમ યોગી મેં. ૩૨

અર્જુન બોલ્યા.

કહ્યો જે આત્મયોગ, સમતાળો શ્રીકૃષ્ણ તેં;
સ્થિર સ્થિતિ નથી જોતો, તેની હું ચંચળ હવે. ૩૩
મન ચંચળ છે કૃષ્ણ! ઉદ્વેગી ને દઢ બળી;
તેને હું રોકવું માનું, વાયુપેઠે સુદુષ્કર. ૩૪

શ્રીકૃષ્ણ બોલ્યા.

બેશક હે મહાબાહો! મન ચલ અવશને;
તો અભ્યાસવડે પાર્થ! ને વૈરાગે ઝલાય છે. ૩૫
યોગ અવશ આત્માને, અપ્રાપ્ય છે મારે મતે;
વશ મન કર્તા મને, ઉપાયે મેળવી શકે. ૩૬

અર્જુન બોલ્યા.

શ્રદ્ધાળુ યત્ન ન કર્તા, યોગે ચલિત મનનો;
ન પામી યોગ સંસિદ્ધિ, કૃષ્ણ! તે કો ગતિ જતો. ૩૭

શું કોઇ બેઉ ઠેકાણે, વણસે વાદળાસમો;
અજાણ હે મહાબાહો ! અજ્ઞાનપંથી બ્રહ્મનો. ૩૮

હે કૃષ્ણ ! આ શંકા મારી, પૂર્ણ કાઢવાયોગ્ય તું;
આ શંકાને તુંથી બીજો, કોઇએ ટાળી ન શકતું. ૩૯

શ્રીકૃષ્ણ બોલ્યા.

અહીં વા ત્યાં નથી પાર્થ! નાશ તેનો જાણજો કદી;
ન કો કલ્યાણકર્તા યે, તાત! પામેજ દુર્ગતિ. ૪૦

પુણ્યાળુ લોક પામીને, બૌ સમય ત્યાં વસીને;
શ્રીમંતને ઘરે શુદ્ધ, યોગભ્રષ્ટ જન્મેજ તે. ૪૧

કે બુદ્ધિમાન્ યોગીના, કુળમાં જન્મ જાય છે;
મળવા જન્મ આવા તો, અહીં બહુ દુર્લભ છે. ૪૨

ત્યાં તેને બુદ્ધિસંયોગ, પૂર્વ જન્મકર્મો મળે;
ને પ્રયાસે ફરી પાછો, પાર્થ ! સિદ્ધિમાટે કરે. ૪૩

પૂર્વાભ્યાસવડે તેથી, તે પરાણે દોરાય છે;
યોગજિજ્ઞાસુ છતાંયે, ઓળંગે શબ્દબ્રહ્મ તે. ૪૪

મેં નતુ ખંતિલો યોગી, પાપથી વિમુક્ત બની;
અનેક જન્મના યત્ને, પામતો તે પરાગતિ. ૪૫
તપસ્વીથી વધુ યોગી, ગણાય વધુ જ્ઞાનીથી;
કર્મીથી અધિક યોગી, રહે પાર્થ ! તું યોગી થૈ. ૪૬
યોગીઓ સર્વમાંથી જે, અંતરાત્મા માની મને;
શ્રદ્ધાવાળો થઇ ભજે, તે માન્યો શ્રેષ્ઠ યોગી મેં. ૪૭

અધ્યાય છઠ્ઠો સમાપ્ત.



# અધ્યાય સાતમો.

## જ્ઞાનવિજ્ઞાનયોગ.

### શ્રીકૃષ્ણ બોલ્યા.

પાર્થ ! હુંમાં અતિસક્ત, યોગ સાધે હુંઆશ્રયી:
નિશ્ચે સમગ્ર જે રીતે, મને જાણે તે લે સુણી. ૧
હું આ જ્ઞાન સવિજ્ઞાને, કહીશ સંપૂર્ણ તુંને:
ફરી અહીં ન તે જાણી, જાણવાનું બાકી રહે. ૨
મનુષ્યોમાં હજારોએ, સિદ્ધિમાટે કોઈ મથે;
સિદ્ધ ઉદ્યોગી પૈકી કો, તત્ત્વથી જાણે છે મને. ૩.
પૃથ્વી પાણી અગ્નિ વાયુ,આકાશ મન બુદ્ધિ એ;
ને અહંકાર સા મારી, આઠ પ્રકૃતિ ભિન્ન છે. ૪
બીજી આ તેથી યે મારી, પ્રકૃતિ મોટી જાણ તું;
જીવરૂપે થઈ પાર્થ ! જેણે આ જગ ધારિયું. ૫
આ બે કારણથી ભૂતો, જન્મે છે એમ જાણજે;
હું છું જગત્ આખાનો, જન્મદાતા ને કાળ યે. ૬

મારાથી નથી કોઇ યે, વધુ અર્જુન આગળો;
હુંમાં સર્વ પરોવાયું, પારા જેમ દોરાવિષે. ૭

જળે રસ હું પાર્થ! છું, સૂર્ય ચંદ્રે પ્રકાશ હું;
વેદે ૐ શબ્દ આકાશે, નરોમાં પુરુષત્વ હું. ૮

પૃથ્વીમાં પવિત્ર ગંધ, ને અગ્નિમાં તેજ હું;
સૌ ભૂતોમાં જીવન હું, છું તપસ્વીનું તપ હું. ૯
સૌ ભૂતોનું સનાતન, બીજ પાર્થ! જાણ મને;
બુદ્ધિ હું બુદ્ધિમાનોની, તેજસ્વીનું તેજ હું યે. ૧૦
કામ-રાગરહિત છું, બળ બળવાન્નું હું;
કામ ધર્મ-અવિરુદ્ધ, ભૂતોમાં હે પાર્થ! હું છું. ૧૧
એમ સાત્ત્વિક ભાવો જે, રાજસી તથા તામસી;
જાણ મારાથકી તે છે, ન તેમાં હું હુંમાં જ તે. ૧૨
તે ત્રણ ગુણી ભાવેથી, મોહ્યું સર્વ જગત્ આ;
સુરીતે ન મને જાણે, અવ્યય ને પર સઉના. ૧૩
માયા દૈવી ગુણોવાળી, આ મારી છે દુઃખતરી;
જે મારે શરણે આવે, તે માયા જાય છે તરી. ૧૪

ન મારે શરણે આવે, મૂઢ ને અધમ નરો;
માયાથી હતા અજ્ઞાની, ને આસુરી ભાવિક જે. ૧૫

ભજે મને ચતુર્જાતિ, ને પાર્થ! સુકૃતિ જન;
દુઃખી જિજ્ઞાસુ ને ગર્જી, ને જ્ઞાની ભરતર્ષભ. ૧૬

તેમાં જ્ઞાની નિત્યયુક્ત, અનન્યભક્ત છે વધુ;
જ્ઞાનીનો હું અતિ પ્યારો, ને મને તે પ્રિય બહુ. ૧૭
અને ઉદાર છે સર્વ, જ્ઞાની તો મુજ આત્મીય;
તે પહેલોજ તે યોગી, શ્રેષ્ઠ મુજ ગતિભણી. ૧૮
ઘણા જન્મપછી અંતે, જ્ઞાનવાન્ પામે મને;
સૌ વાસુદેવ એ જાણે, મહાત્મા વિરલજ તે. ૧૯
તે તે કામે નષ્ટ જ્ઞાની, લે શર્ણુ અન્ય દેવનું;
તે તે નિયમ પાળીને, સ્વેચ્છાએ દોરાય બહુ. ૨૦
જે જે ભક્ત જેનું જેનું, રૂપ અર્ચે શ્રદ્ધાવડે;
તેમની તે રૂપે શ્રદ્ધા, કરૂં અચળ તેની પે. ૨૧
તે તે શ્રદ્ધાવડે રંગી, તેનું આરાધન કરે:
મેળવે કામના તેથી, મેંજ પ્રેરેલી તેમને. ૨૨

અંતાળું થાય છે ફળ, તે મંદ બુદ્ધિનુંજ તો;
દેવ પૂજ્યે મળે દેવ, મારા મને મળે ભક્તો. ૨૩
અબુદ્ધો વ્યક્તિ પામેલો, માને મને અવ્યક્તને;
ન મારો ભાવ જાણીને, અવ્યય અનુત્તમ તે. ૨૪
ઢંકાયો યોગમાયાથી, હું ન જણાઉં સર્વને;
મૂઢ લોકો ન જાણે આ, અજન્મા અવ્યય મને. ૨૫
જાણું છું હું ગયેલાને, હયાત જે અર્જુન છે;
ને થનારાં સર્વ ભૂતો, ન જાણે તે કોઇ મને. ૨૬
ઉપજેલા ઇચ્છાદ્વેષે, ને પાર્થ ! દ્વંદ્વમોહથી;
જન્મવેળા ભૂતો સર્વ, ઘેરાય પાર્થ ! મોહથી. ૨૭
જેનાં પાપો અંત પામ્યાં, જન જે પુણ્ય સત્કૃતિ;
નિર્મુક્ત દ્વંદ્વમોહેથી, ભજે દૃઢમતિ મને. ૨૮
જરામૃત્યુમુક્તિમાટે, મુજ આશ્રયી જે મથે;
તે જાણે છે બધું બ્રહ્મ, અધ્યાત્મને ને કર્મને. ૨૯
અધિભૂતો અધિદૈવે, અધિયજ્ઞ માને મને;
મરણકાળે મને જેઓ, યુક્તચિત્તાળા જાણે તે. ૩૦

અધ્યાય સાતમો સમાપ્ત.

# અધ્યાય આઠમો.

## અક્ષરબ્રહ્મયોગ.

### અર્જુન બોલ્યા.

શું તે બ્રહ્મ? શું અધ્યાત્મ? હે માધવ! ને કર્મ શું?
અધિભૂત કહેલું શું? અધિદૈવ કોને કહે? ૧
અહીં કોણ અધિયજ્ઞ, કેમ દેહે શ્રીકૃષ્ણ! છે?
જાણવો શો મૃત્યુકાળે, જોઇએ આત્મજ્ઞાનીને. ૨

### શ્રીકૃષ્ણ બોલ્યા.

પર અક્ષર બ્રહ્મ ને, સ્વભાવ અધ્યાત્મ કહે;
ભૂતભાવો જન્મદાતા, વિસર્ગ કર્મનામી તે. ૩
નિસભાવ અધિભૂત, પુરુષ અધિદૈવ ને;
અધિયજ્ઞ અહીં હુંજ, શ્રેષ્ઠ દેહીના દેહમાં. ૪
અંતકાળે મને જેઓ, સ્મરતાં છોડી દેહને;
જે જાએ ભાવ તે પામે, મારો તેમાં શંકા નથી. ૫
જે જેવો ભાવ રાખીને, તજે અંતે શરીરને;
તે તે તેને મળે પાર્થ! સદા સંસ્કારી ભાવ તે. ૬

સર્વકાળે મને માટે, સ્મરીને યુદ્ધ કર તું;
મનબુદ્ધિ અર્પી હુંમાં, નિશ્ચે મને પામીશ તું. ૭

યોગાભ્યાસવડે યુક્ત, ક્યાંએ ન જતાં ચિત્તથી;
દિવ્ય પરમ પુરુષ, પામે પાર્થ ! ચિંતવનથી. ૮

સર્વજ્ઞ શાસ્તા પ્રભુ સનાતન,
આધાર સૌનો ને અચિંત્ય રૂપ;
આદિત્યવર્ણી તમથી વિહીન,
અણુ અણુથી રટો એ પ્રભુને. ૯
પ્રયાણકાળે અચળ મનેથી,
ભક્તિવડે અને યોગો બળેથી;
ધરે ભ્રુવોમાં પ્રાણજ સુરીતે,
પામે પરમ પુરુષ દિવ્ય તો તે. ૧૦
જેને કહે અક્ષર વેદવેત્તા,
જેમાં પ્રવેશે યતિ રાગભેત્તા;
જેને પ્રચ્છતા બ્રહ્મચર્ય પાળે,
કહું હું તને પદ ટુંકાણમાં તે. ૧૧

વશ રાખી સર્વ દ્વારો, મન હૃદયે રોકીને;
રાખીને તાળવે પ્રાણ, નિજ યોગ ધારી અને. ૧૨
ૐ એવો એક અક્ષર, બ્રહ્મનો જપ આદરી;
જાય છે તે તજી દેહ, પામે છે પરમગતિ. ૧૩
અનન્યચિત્ત જે નિત્યે, હમેશાંજ મારે મને:
તેને હું સુલભ પાર્થ ! જે નિત્યયુક્ત યોગી છે. ૧૪
પુનર્જન્મ દુઃખી સ્થાન, ને વિનાશી પામી યે;
તે ન પામે મહાત્મા જે, પામેલા પરમસિદ્ધિને. ૧૫
બ્રહ્મલોકસુધી સર્વ, લોક પુનર્જન્મીજ છે;
પણ પામી મને પાર્થ! પુનર્જન્મ જાણ્યો ન છે. ૧૬
સહસ્ર યુગપર્યન્ત, જાણે જે દિન બ્રહ્મનો;
હજાર યુગ રાત્રિયે, તે રાતદી જ્ઞાતાજનો. ૧૭
વ્યક્ત તે અવ્યક્તથી સૌ,જન્મે છે દિન ઉગતાં:
નાશ થાયે થતાં રાત્રિ, ત્યાંજ અવ્યક્તનામમાં. ૧૮
એ રીતે તે સર્વ ભૂતો, નાશ પામે થૈ થઇને;
થતાં રાત્રિ પરાધીન, પાર્થ ! જન્મે દિન ઉગ્યે. ૧૯

માટે અન્ય પર ભાવ, શાશ્વત વ્યક્તાવ્યક્તથી;
નાશ થતાં સર્વ ભૂતો, નાશ પામતો તે નથી. ૨૦
અક્ષર અવ્યક્ત એવું, કહ્યું તે છે પરાગતિ;
ફરી આવે ન પામી તે, મુજ શ્રેષ્ઠધામે ગતિ. ૨૧
પુરુષ પર તે પાર્થ! પામે અનન્યભક્તિથી;
રહે જેમાં સહુ ભૂતો, વ્યાપેલું સર્વ જેથકી. ૨૨
ગયેલા યોગીઓ પાછા, જન્મે ના તેમ જન્મ લે;
જેકાળે તે કહું કાળ, સુણ પાર્થ! સહુ હવે. ૨૩
અગ્નિ જ્યોતિ શુક્લપક્ષ, ૭ માસો ઉત્તરાયણે.
પામે બ્રહ્મ જનારા ત્યાં, જાણતા બ્રહ્મ યોગી જે. ૨૪
ધૂમ રાત્રિ કૃષ્ણપક્ષ, ૭ માસ દક્ષિણાયને;
પામી ચંદ્રમસ જ્યોતિ, પાછા જોગી જગે ફરે. ૨૫
ધોળી કાળી ગતિ બે એ, માનેલી જગમાં સદા;
મળે એકવડે મોક્ષ, બીજીથી ફરી જન્મતા. ૨૬
ને એ બે માર્ગમાં પાર્થ! મોહે અજાણ યોગી કો;
તેમાટે તું સઉ કાળે, પાર્થ! એ યોગયુક્ત થા. ૨૭

વેદેજ યજ્ઞેજ અને તપેજ,
દાનોમહીં પુણ્યફળો કહ્યાં જે;
ઓળંગી તે સર્વ આનેજ જાણી,
પામે પરમધામજ યોગી આદિ. ૨૮

અધ્યાય આઠમો સમાપ્ત.



# અધ્યાય નવમો.

## રાજવિદ્યારાજગુહ્યયોગ.

### શ્રીકૃષ્ણ બોલ્યા.

નક્કી હું આ તને ગુહ્ય, કહું છું તું અજિતને;
જ્ઞાનવિજ્ઞાનસાથે જે, જાણી છોડે અશુભને. ૧
રાજવિદ્યા રાજગુહ્ય, આ છે પવિત્ર ઉત્તમ;
પ્રત્યક્ષ ફળદાયી ને, સહેલી તેમ અનાશીજ. ૨
પુરુષો જે અશ્રદ્ધાળુ, હે પરંતપ! ધર્મમાં;
ન પામી તે મને પાછા, ભમે છે મૃત્યુલોકમાં. ૩
વિશ્વ છે વ્યાપ્ત આ સર્વ, અવ્યક્ત મૂર્તિ હુંવડે;
મારામાં સર્વ ભૂતો છે, તેમાં હું ન રહ્યો અને. ૪
તે ભૂતો ન રહ્યાં હુંમાં, જો ઐશ્વર્ય તું યોગનું;
ભૂતધર્તા ન ભૂતે હું, ભૂતપોષક આત્મ હું. ૫
રહ્યો જેમ નભે નિત્ય, વાયુ સર્વ જગે જતો;
તેમ સર્વે ભૂતો હુંમાં, રહેલાં છેજ પાર્થ! હો. ૬

કલ્પઅંતે સર્વભૂતો, પામે મારીજ પ્રકૃતિ;
કલ્પારંભે હે કાંતેય !, સર્જું છું સહુને ફરી. ૭
બળે પ્રકૃતિને મારે, સર્જું છું હું ફરી ફરી;
મારી પ્રકૃતિઆધીન, છે આ સૌ ભૂતમંડળી. ૮
અને કર્મો મને તે ના, બાંધતાં હે ધનંજય!
ઉદાસીનસમા તેઓ, તે કર્મે નથી બંધન. ૯
મારા અધ્યક્ષપણાથી, પ્રકૃતિ છે ચરાચર;
એજ હેતુવડે પાર્થ ! જગે થાય ફરાફર. ૧૦
ન પીછાણે મને મૂર્ખ, મનુષ્યદેહ ધારતો;
પરભાવ ન જાણે તે, મમ ભૂત મહેશ્વરો. ૧૧
વૃથા આશા કર્મ સૌ ને,જ્ઞાન તે પણ મૂર્ખનાં;
રાક્ષસી આસુરી તથા, મોહ પ્રકૃતિમાં રહ્યાં. ૧૨
મહાત્મા તો મને પાર્થ! દૈવી પ્રકૃતિવાન્ જો;
ભજે અનન્યભાવેથી, હું અવ્યય ભૂતાદિનો. ૧૩
હું કીર્તન કરે નિત્ય, સંયમી વ્રતધારી એ;
ને નમીને કરે ભક્તિ, નિત્યયુક્તો મને ભજે. ૧૪

અને કો જ્ઞાનયજ્ઞેથી, ઉપાસતા મને ભજી;
એક કિંવા જુદો જાણી, બહુધા વિશ્વતોમુખી. ૧૫
હું સંકલ્પ છું હું યજ્ઞ,સ્વધા ને ઓષધી હું છું;
મંત્ર હું ને ઘીયે હું છું, હોમેલું તેમ અગ્નિ હું. ૧૬
જગતનો પિતા હું છું, માતા ધાતા પિતામહ;
સુજ્ઞ પવિત્ર ઓંકાર, સામ હું યજુર્ ઋગ્. ૧૭
ગતિ ભર્તા પ્રભુ સાક્ષી, નિવાસ શર્ણ મિત્રજ;
ઉત્પત્તિ પ્રલયસ્થાન, નિધિ બીજ હું અવ્યય. ૧૮
હું તપું છું હું વર્ષું છું, હું ગ્રહું છું હું છોડું છું;
હું અમૃત અને મૃત્યુ, સદસત્ પાર્થ હું છું. ૧૯

ત્રિવેદજ્ઞ પી સોમ થઇને અપાપી,
મને પૂજી સ્વર્ગ લે સદ્ય માગી;
પછી પામતા પુણ્ય સુરેંદ્રલોક,
ત્યાં ભોગવે દેવના દિવ્યભોગ. ૨૦
વસી ભોગવી સ્વર્ગલોકે વિશાળે,
થતાં પુણ્ય ઓછું ધરાએ પધારે;

રીતે એ ત્રયી ધર્મના પાળનારા,
ફલેચ્છા જવું આવવું પામનારા. ૨૧

ઉપાસે છે મને જેઓ, અનન્ય ચિંતુ જે જનો;
તેમાં યે નિત્ય યોગીનો, યોગક્ષેમ ઉપાડતો. ૨૨
અન્ય જે દેવભક્તો યે, શ્રદ્ધાથી દેવને ભજે;
તેઓ પણ ખરે પાર્થ! પૂજે અનિયમે મને. ૨૩
સર્વ યે યજ્ઞનો હું છું, ભોક્તા ને સ્વામી યે વળી;
મને તત્ત્વે ન જાણે તે, તેથી પાછા પડે ઘણી. ૨૪
પામે દેવયાજી દેવો, પિતૃભક્ત પિતૃ ગ્રહે;
ભૂતભક્તો ભૂતો પામે, મારા ભક્ત મળે મને. ૨૫
ફૂલ પાન ફળો પાણી, આપે ભક્તિવડે મને;
અર્પેલાં ભક્તિથી જે તે, ખાવાં શ્રદ્ધાળુનાં ગમે. ૨૬
જે જે આપે કરે જે તું, જે હોમે ને જે આપતો;
જે જે તપ કરે પાર્થ! અર્પ સર્વે મનેજ તો. ૨૭
શુભાશુભ ફળોકેરાં, કર્મબંધન છોડશે;
સંન્યાસી યોગવાળો જે, મુક્ત તે પામશે મને. ૨૮

સમ હું સર્વ ભૂતોમાં, મારો દ્વેષી ન પ્રિય કો;
ભક્તિવડે ભજે જેઓ, હુંમાં તે તે મહીં હું તો. ૨૯
પણ ભજે દુરાચારી, અનન્યભાવથી મને;
સાધુ તે માનવાજોગ, ચોંટ્યા સુવ્યવસાયને. ૩૦
તુર્ત તે થાય ધર્માત્મા, શાન્તિ પામે નિરંતર;
કૌંતેય કોલ લે મારો, ભક્ત નાશ થાય ન એ. ૩૧
મુજ શર્ણું આવે પાર્થ! હોય તે પાપી જો કદી;
સ્ત્રી વૈશ્ય તેમ શૂદ્રો યે, પામે છે પરમગતિ. ૩૨
તો ભક્તો પવિત્ર વિપ્રો, રાજર્ષિ કેમ ના વદ?
અનિત્ય અસુખી લોક, જન્મીને તું મને ભજ. ૩૩
હુંમનાળો ભક્ત મારો, મને ભજે નમે મને;
હું શર્ણે ચિત્ત ચોડી રે', તો પામીશજ તું મને. ૩૪

અધ્યાય નવમો સમાપ્ત.



ૐ

# અધ્યાય દશમો.

## વિભૂતિયોગ.

### શ્રીકૃષ્ણ બોલ્યા.

ફરી એમ મહાબાહો ! શ્રેષ્ઠ વચન સુણ તું;
પ્રીતિપાત્ર તું છે માટે, હિતેચ્છાથી હું તે કહું. ૧
મારો પ્રભાવ જાણે ના, દેવો તેમ મહર્ષિઓ;
હુંજ છું આદિ દેવોનો, ને એ રીતે મહર્ષિનો. ૨
અજ અનાદિ જે જાણે, મને લોકમહેશ્વર;
મૃત્યુલોકે અમોહેલા, થાય પાપવિમુક્ત જ. ૩
બુદ્ધિ ને જ્ઞાન નિર્મોહ, સત્ય દમ શમ ક્ષમા;
સુખદુઃખ જન્મમૃત્યુ, ભયાભય વળીજ આ. ૪
અહિંસા સમતા દાન, સંતોષ તપ ને વળી;
કીર્તિ અકીર્તિ સૌ ભાવો, થાયે વિવિધ હુંથકી. ૫
પૂર્વે સાત મહાઋષિ, તેમજ મનુ ચાર એ;
મારા ભાવે થયાં સર્વ, પ્રજા આ લોક તેની છે. ૬

આ વિભૂતિ અને યોગ, જાણે જે મુજ તત્ત્વથી;
નિશ્ચય યોગથી સાધે, તેમાં તો સંશય નથી. ૭
ઉત્પન્નકર્તા હું સૌનો, પ્રવર્તે હુંથકી બધું:
એમ માની ભજે હુંને, વિદ્વાનો ભાવિકો સહુ. ૮
મન પ્રાણ હુંમાં રાખી, અન્યોન્ય સમજાવતા;
અને ગાતા મને નિત્ય, રમતા ને સંતોષતા. ૯
તેને આપું બુદ્ધિયોગ, મને પામેજ તેવડે. ૧૦
તેમને તારવામાટે, અજ્ઞાન અંધકારશું;
હૃદયે જે રહેલું તે, ટાળું જ્ઞાનદીપેથી હું. ૧૧

### અર્જુન બોલ્યા.

પરંધામ પરંબ્રહ્મ, આપ પરમશુદ્ધ છો;
આદિદેવ વિભુ નિત્ય, પુરુષ અજ દિવ્ય છો. ૧૨
કહ્યાં છે આ મને સર્વ, ઋષિ દેવર્ષિ નારદે;
દેવળ વ્યાસ અસિતે, ને કહ્યો મુજને તમે. ૧૩
માનું સાચું સર્વ આને, જે કેશવ ! મને કહો;
હે પ્રભુ ! આપની વ્યક્તિ, જાણે ના દેવ દાનવો. ૧૪

પોતે પોતાવડે જાણો, આપને હે વિશ્વપતિ!
ભૂતભાવન! ભૂતેશ! દેવદેવ! જગત્પતિ! ૧૫
કહેવાયોગ્ય વિભૂતિ, આપની દિવ્ય સૌ કહો;
જે વિભૂતિવડે લોકે, વ્યાપી રહેલા આપ છો. ૧૬
જાણું હું શી રીતે યોગી, આપ ચિંતવતો સદા;
અને કયા કયા ભાવે, ચિંતવું પ્રભુ આપમાં. ૧૭
આપનો યોગ વિસ્તારે, જે વિભૂતિ જનાર્દન!
કહો મને કથામૃત, સુણતાં અતૃપ્ત મન. ૧૮

શ્રીકૃષ્ણ બોલ્યા.

હા કહીશ તને દિવ્ય, મારી વિભૂતિ હું બધી;
મુખ્યત્વે કરીને પાર્થ! વિસ્તારે અંતજ નથી. ૧૯
હું છું આત્મા ગુડાકેશ! સૌ ભૂતોને હૃદે રહ્યો;
હું છું આદિ અને મધ્ય, ને છું અંત હું ભૂતનો. ૨૦
આદિત્યોમાં વિષ્ણું હું છું,જ્યોતિમાં ભાસ્કર રવિ;
વાયુઓમાં મરીચિ હું, નક્ષત્રોમાં હું છું શશી. ૨૧
સામવેદ હું વેદોમાં, દેવોમહીં હું વાસવ;
ને હું મન ઇંદ્રિયોમાં, ભૂતોમાં હુંજ ચેતન. ૨૨

અને રૂદ્રોમહીં શંભુ, કુબેર યક્ષ રાક્ષસે;
ને અગ્નિ છું વસુઓમાં, હું મેરૂ સહુ પર્વતે. ૨૩

પુરોહિતે મને મુખ્ય, જાણ પાર્થ! બૃહસ્પતિ;
હું સેનાપતિમાં સ્કંદ, સાગર સરમાં વળી. ૨૪

હું ભૃગુ મહર્ષિઓમાં, ઓમ્ અક્ષર વાણીએ;
જાપયજ્ઞ યજ્ઞોમાં છું, હિમાલય હું સ્થાવરે ૨૫
પીપળો સર્વ વૃક્ષોમાં, દેવર્ષિમાં હું નારદ;
ચિત્રરથ ગંધર્વે હું, સિદ્ધે કપિલ મુનિ હું. ૨૬
ઉચ્ચૈશ્રવા હું અશ્વોમાં, જાણ હું અમૃતોદ્‌ભવ,
ઐરાવત ગજેંદ્રોમાં, નરોમાંહીં નરાધિપ. ૨૭
આયુધોમાં હું છું વજ્ર, ગાયોમાં કામધેનુ હું,
છું કામ ગર્ભધારણ, સર્પોમાં વાસુકી હું. ૨૮
ને હું શેષ છું નાગોમાં, જળચરે વરૂણ હું;
ને અર્યમા પિતૃઓમાં, યમ સંયમીમાં હું છું. ૨૯
હું છું પ્રહ્‌લાદ દૈત્યોમાં, કાળ હું ગણનારમાં;
ને મૃગેન્દ્ર મૃગોમાંહીં, ગરુડ હું છું પક્ષીમાં. ૩૦

વાયુ છું શુદ્ધિકર્તામાં, રામ હું શસ્ત્રધારીમાં;
મગર હું મચ્છીઓમાં, ગંગા હું છું પ્રવાહમાં. ૩૧
આદિ અંત પદાર્થોનો, મધ્ય હું જ અર્જુન છું;
વિદ્યા અધ્યાત્મવિદ્યામાં,ને વક્તાઓની વાણી હું.૩૨
અકાર હું અક્ષરોમાં, સમાસમાં હું દ્વંદ્વ છું;
અક્ષય કાળ હું છું ને, ધાતા ને વિશ્વમુખ હું. ૩૩
સર્વ હર્તા મૃત્યુ હું છું, ને છું હું ભાવી ઉત્પતિ;
વાણી શ્રી કીર્તિ નારીમાં,સ્મૃતિ મેધા ક્ષમા ધૃતિ.૩૪
હું બૃહત્સામ સામોમાં, ગાયત્રી છંદની મહીં;
હું માગશર માસોમાં, વસંત ઋતુઓમહીં. ૩૫
જુગાર છળનારામાં, તેજવાનનું તેજ હું;
જય ને વ્યવસાયે હું, સત્ત્વવાળાનું સત્ત્વ હું. ૩૬
યાદવોમાં વાસુદેવ, પાંડવોમાંહીં પાર્થ હું;
મુનિઓમાં હું છું વ્યાસ, ને કવિમાંહીં શુક્ર હું. ૩૭
દંડ દેનારમાં દંડ, જયકર્તાની નીતિ છું;
ને હું છું મૌન ગુહ્યોમાં, ને જ્ઞાનીનું હું જ્ઞાન છું. ૩૮

ને વળી સર્વ ભૂતોનું, બીજ જે પાર્થ! તે હું છું; .
હોય કો ન વિના મારા, ભૂત ચર અચર સૌ. ૩૯
મારી દિવ્ય વિભૂતિનો, હે પાર્થ અંતજ નથી;
વિસ્તાર મેં કહ્યો આ તો, વિભૂતિનો ઉદ્દેશથી. ૪૦
જે સત્ત્વ વિભૂતિવાળું, શ્રદ્ધાળુ ને પરાક્રમી;
જાણજે તે થયેલું સૌ, માહરા તેજ અંશથી. ૪૧
અથવા એ ઘણું જાણ્યે, કામ અર્જુન! શું તને?
રહ્યો આધાર ભૂતે હું, એક અંશે બધે જગે. ૪૨

અધ્યાય દશમો સમાપ્ત.



ૐ

# અધ્યાય અગીઆરમો.

## વિશ્વરૂપદર્શનયોગ.

### અર્જુન બોલ્યા.

મારા અનુગ્રહાર્થે જે, ગુહ્ય અધ્યાત્મનામની;
શ્રેષ્ઠ આપે કહી વાણી, મારો મોહ ગયો ટળી. ૧
જન્મ ને મર્ણ ભૂતોનાં,વિસ્તારે સાંભળ્યાં જ મેં;
તુંથી હે પદ્મપત્રાક્ષ ! છે અવ્યય માહાત્મ્ય તે. ૨
એ પ્રમાણે તમો જેવા, પોતે છો પરમેશ્વર;
હું જોવા ઇચ્છું તે રૂપ, ઈશ્વરી પુરુષોત્તમ ! ૩
માનો એવું હુંથી જો તે, દેખી શકાય તો પ્રભો !
હે યોગેન્દ્ર! મને આપ, રૂપ અવ્યય દાખવો. ૪

### શ્રીકૃષ્ણ બોલ્યા.

જો મારાં પાર્થ ! રૂપો તું, સેંકડો હજારો હવે;
નાના પ્રકારનાં દિવ્ય, અનેક ઘાટ વર્ણનાં. ૫

જો આદિત્યો વસુ રૂદ્રો, અશ્વિનો મરુતો તથા;
જો પૂર્વે તેં ન જોયેલાં, આશ્ચર્યો પાર્થા આ બધાં. ૬
જગે એક સ્થળે સૌ લ્હાં, સચરાચર આજ તો;
મારે દેહે ગુડાકેશ! જોજે બીજું જે માગતો. ૭
દૃષ્ટિ આ તારી યે હુંને, શકે ના કદી નીરખી;
દિવ્ય આપું તને ચક્ષુ, જો મારો યોગ ઈશ્વરી. ૮

સંજય બોલ્યા.

પછી એમ કહી રાજા! મહાયોગેન્દ્ર ઈશ્વરે;
દેખાડ્યું પાર્થને દૈવી, ઈશ્વરી રૂપ ત્યાંજ તે. ૯
અનેક મુખ ને નેત્રો, રૂપાળું બહુ અદ્‌ભુત;
બહુ આભૂષણે દિવ્ય, ઉગામ્યાં દિવ્ય આયુધ. ૧૦
દિવ્ય માળા ધર્યાં વસ્ત્રો,અર્ચ્યાં દિવ્ય સુગંધથી:
સૌ આશ્ચર્યે ભર્યા દેવ, અનંત વિશ્વતોમુખી. ૧૧
સહસ્ર સૂર્ય આકાશે, જો ઉગે સામટા મળી;
અને પ્રભા પ્રકાશે જે, તેવી તેહ મહાત્મની. ૧૨
ત્યાં સૌ જગ સ્થળે એક, વ્હેંચાયેલું જુદું જુદું;
દેવના દેવની દેહે, ત્યારે ત્યાં પાંડવે દીઠું. ૧૩

પછી વિસ્મય પામીને, હર્ષરોમાંચ અર્જુન:
દેવને શિરસા વન્દી, હાથ જોડી વદે વચ. ૧૪

**અર્જુન બોલ્યા.**

સૌ દેવ દેખું પ્રભુ! આપ દેહે,
જુદાં જુદાં પ્રાણીતણાં જુથો શાં;
રાજન્ત પદ્માસન ઈશ બ્રહ્મા,
દિવ્ય સર્પો ઋષિઓ રહે હા! ૧૫

અનેક હાથો મુખ પેટ આંખો,
સર્વત્ર જોઉં તમ રૂપ લાખો;
ન આદિ કે મધ્ય ન અંત રૂપે,
નિહાળું વિશ્વેશ્વર! વિશ્વરૂપે. ૧૬

ગદા અને ચક્ર કિરીટવાળા,
ચોમેરથી તેજ પ્રકાશવાળા;
ભાળું બધે આપજ દુર્નિરીક્ષ્ય!
તપેલ સૂર્યાગ્નિશું દિવ્ય તેજ. ૧૭

તમે પરમ્ અક્ષર જ્ઞાનવાન્,
આ વિશ્વના આપ વડા નિધાન;
ને અવ્યયે શાશ્વત ધર્મપાળ,
પુરુષ હું માનું પ્રભુ! સનાતન. ૧૮

ન આદિમધ્યાંત અનંતવીર્ય!
અનન્તબાહુ શશીસૂર્યનેત્ર;
નિહાળું હું હોળીશી આગ મોઢે,
ને તેજથી વિશ્વ બધું પ્રકાશે. ૧૯

આ વિશ્વ ને અંતર વ્યોમકેરાં,
ને સૌ દિશા આપથકીજ વ્યાપ્યાં;
આ દેખીને અદ્દ્ભુત દિવ્ય રૂપ,
ત્રિલોક સૌ પામી રહ્યાંજ દુઃખ. ૨૦

આ આપમાં પેસતા દેવસંઘ,
બીતિથી વંદે દ્વય જોડી પાણ;
સ્વસ્તિ વદી સિદ્ધ મહર્ષિસંઘ,
વંદે સ્તુતિથી સહુ આપનેજ. ૨૧

સૂર્યો વસુઓ વળી સાધ્ય રુદ્રો,
પિતૃ મરુતો વળી વિશ્વદેવો;
ગંધર્વ યક્ષો અસુરોજ સિદ્ધો,
તે ન્યાળતા વિસ્મયે આપને સૌ. ૨૨
સ્વરૂપ મોટું કર મુખ નેત્ર,
ઉરુ અતિ પાદ કરાલ પેટ;
અહો મહાબાહુ! બહુ બહુ સૌ,
દેખી ડરે લોક અને વળી હું. ૨૩
નભસ્પર્શી દિવ્ય અનેક વર્ણો,
ખુલ્લાં મુખો દીપ્ત વિશાળ નેત્રો;
નિહાળી એ ડરત અંતરાત્મ,
ન ધૈર્ય વા શાન્તિ રહેજ કૃષ્ણ! ૨૪
નિહાળીને ભીષણ દાઢવાળાં,
કાલાગ્નિજેવાં મુખડાં તમારાં;
જાણું દિશા ના ન લહું હુલાસ,
પ્રસન્ન દેવેશ! જગન્નિવાસ! ૨૫

આ કૌરવો સૌ ધૃતરાષ્ટ્રપુત્રો,
સાથે પડ્યા સૌ નૃપ યોધવીરો;
આ ભીષ્મ ને દ્રોણ સુવીર કર્ણ,
યોદ્ધા અમારા પણ સાથ અત્ર. ૨૬

મુખે કરાલો પ્રભુ! હે તમારે,
પ્રવેશતા ભીષણ દંતવાળે;
જણાય કો દાઢની મધ્યમાંહીં,
ચોટી જતા ચૂર્ણ થતાં શિરાદિ. ૨૭

જેવાં નદીનાં બહુ પાણી વેગે,
દોડી જતાં ને મળતાં સમુદ્રે;
જ્વલન્ત આ મુખવિષેજ તેવા,
આ વીર પેસે નરલોકકેરા. ૨૮

પ્રદીપ્ત દીપે પડવા પતંગો,
ભમે ફરીને બહુ વેગ રંગો;
પેસે જનો એ સમ નાશમાટે,
વિશાળ વેગે તવ મુખમાં તે. ૨૯

જ્વલન્ત મુખે સહુ બાજુ ચાટો,
ગ્રાસો ભરી લોકતણાજ મૂકો;
ભર્યું બધું તેજથી વિશ્વ વિષ્ણુ!
સંતાપતું જે અતિ ઉગ્ર એવું. ૩૦
કહો મ્હને કો તમ ઉગ્રરૂપ!
પ્રસન્ન હો દેવવર! પ્રણામ:
હું જાણવા આપનું આદ્ય ઇચ્છું,
તવ પ્રવૃત્તિ ન જરા હું જાણું. ૩૧

શ્રીકૃષ્ણ બોલ્યા.

છું કાળ મોટો જનનાશકાર,
સંહારવા લોકવિષે પ્રવૃત્ત;
જીવે નહિ તું વિણ અન્ય કોઈ,
યોદ્ધા ઊભા સૌ રણમાંહીં આંહીં. ૩૨
તો ઊઠ તું કીર્તિ અપાર પામ.
જીતી રિપુ ભોગવ રાજ્યધામ;
મૂક્યા પૂરા મેં સહુને ય મારી,
નિમિત્ત થા માત્ર તું સવ્યસાચી! ૩૩

આ દ્રોણ ને ભીષ્મ જયદ્રથે આ,
આ કર્ણ ને અન્ય સુયોધવીરા;
હણેલ મેં તું હણ શોચતો માં,
કર યુદ્ધ તું જીતીશ શત્રુને આ. ૩૪

### સંજય બોલ્યા.

એવા સુણી કેશવનાજ શબ્દ,
ધ્રુજે કિરીટી દ્વય જોડી પાણ;
વંદે નમીને ફરી કૃષ્ણને આ,
પ્રણામતાં ગદ્ગદ કંઠ બીતાં. ૩૫

### અર્જુન બોલ્યા.

ખરે ! બધું આપની કીર્તિથીજ,
હર્ષે હૃષીકેશ ! જગત્ મુદિત;
ચહુદિશ બી રાક્ષસ સર્વ નાસે,
અને નમે છે સહુ સિદ્ધસંઘે. ૩૬
કાં ના નમે તે તમને મહાત્મા !
વડીલ છો આપજ બ્રહ્મકર્તા;

અનંત ! દેવેશ ! જગન્નિવાસ !
તમેજ છો અક્ષર સદ્‌અસદ્‌પર. ૩૭
પુરાણ છો પુરુષ આદિદેવ,
આ વિશ્વના છોજ પરમ્‌ નિધાન;
છો જ્ઞેય જ્ઞાતા વળી દિવ્ય ધામ,
વ્યાપેલ વિશ્વેજ અનન્તરૂપ. ૩૮
યમ અગ્નિ વાયુ શશી ને વરુણ,
પ્રજાપતિ ને પ્રપિતામહેશ;
તમે નમું નાથ ! હજારવાર,
ફરી ફરી નમું નમું નમસ્તે. ૩૯
નમું હું આગે પ્રણમું હું પાછે,
ચોમેરથી યે નમું એહ રીતે;
પરાક્રમી ને બળવાન્‌ ભારે,
વ્યાપ્યા બધે વંદન વારવારે. ૪૦
સખા ગણીને હું વદ્યો પ્રમાદે,
હે કૃષ્ણ ! હે યાદવ! હે સખા ! એ;

જાણ્યો ન આ મેં મહિમા તમારો,
ક્ષમા કરો એ સહુ દોષ મારો. ૪૧
મેં મશ્કરીમાં અપમાન કીધાં,
ખાતાં સુતાં ઊઠી વિરામતાં આ;
સમક્ષ હે અચ્યુત ! કે પરોક્ષ,
ક્ષમા કરો તે સહુ હે ઉદાર ! ૪૨
ચરાચરોના જનના પિતા છો,
સુપૂજ્ય છો આપ મહા ગુરુ છો;
સમાન કો ના ન અધિક કોઇ,
લોકત્રયે અપ્રતિમ પ્રભાવી. ૪૩
પ્રણામું માટે વિભુ ! કાય ઢાળી,
રીઝો પ્રભુ ! સાંભળી સ્તુતિ મારી;
પિતા સુતોનેજ સખા સખાને,
પ્રિય પ્રિયા તેમ નિભાવી લ્યોને. ૪૪
પૂર્વે ન દીઠું હરખું હું જોઇ,
ભયે રહ્યું આ મનડું દુભાઇ;

હવે બતાવો પ્રભુ ! પૂર્વરૂપ,
રીઝો તમે દેવ ! જગન્નિવાસ ! ૪૫
હાથે ગદા ચક્ર શિરે કિરીટ,
ધારેલ જોવા ઇચ્છતો તથૈવ;
ફરી ધરો ચાર ભુજાળું રૂપ,
સહસ્રબાહુ ! પ્રભુ ! વિશ્વરૂપ ! ૪૬

શ્રીકૃષ્ણ બોલ્યા.

તનેજ મેં પાર્થ ! મમ કૃપાયે,
દાખવ્યું પરં રૂપ આત્મયોગે;
તેજે ભર્યું અંત ન આદિ વિશ્વે,
પૂર્વે ન તારા વિણ દીઠું કોયે. ૪૭
ન વેદ યજ્ઞે ભણતાં ન દાને,
ક્રિયાથી કે ઉગ્ર તપે ય ના એ;
મનુષ્યલોકે રૂપ એહ મારું,
કોયે ન તું અર્જુન ! વિણ ભાળ્યું. ૪૮
મા હો વ્યથા ને ન વિમૂઢભાવ,
નિહાળી આ માહરૂં ઘોર રૂપ;

પ્રસન્ન ચિત્તે ભય ટાળી સર્વ,
નિહાળ આ માહરૂં પૂર્વરૂપ. ૪૯

સંજય બોલ્યા.

એવું કહી પાર્થશું વાસુદેવે,
ફરી બતાવ્યું નિજ પૂર્વરૂપ;
આશ્વાસતા એ ભયથી બીધાને,
ધર્યું ફરી સૌમ્યવપુ પ્રભુએ. ૫૦

અર્જુન બોલ્યા.

જોઇ આ માનુષી સૌમ્ય, રૂપ આપ જનાર્દન!
થયો સચેત હું આપે, સ્વસ્થ મ્હારૂં થયું મન. ૫૧

શ્રીકૃષ્ણ બોલ્યા.

મુશ્કેલ રૂપ દેખાતું, આજે જે જોયું તેજ આ;
દેવો યે રૂપ જોવાને, ઇચ્છા સદૈવ રાખતા. ૫૨
ન તપે હું ન વેદે હું, ન દાને તેમ યજ્ઞથી;
તેં જે જોયો મને તેવો, દેખાઉં કોથી હું નહિ. ૫૩

તારી અનન્યભક્તિથી, શક્ય છું હુંજ અર્જુન !
ને જોવા જાણુવા તત્ત્વે, પામવા યે પરંતપ ! ૫૪
હુંનિમિત્ત કર્મ કર્તા, મુજ ભક્ત અસંગ જે;
અવેરી સર્વ ભૂતોમાં, પામે તે પાર્થ ! હે મને. ૫૫

અધ્યાય અગીઆરમો સમાપ્ત.



ૐ

# અધ્યાય બારમો.

## ભક્તિયોગ.

### અર્જુન બોલ્યા.

એ પ્રકારે સદા યુક્ત, ઉપાસે ભક્ત આપને;
ને જે અક્ષર અવ્યક્ત, તે બેમાં કોણ શ્રેષ્ઠ છે? ૧

### શ્રીકૃષ્ણ બોલ્યા.

હુંમાં મન પરોવીને, ઉપાસે નિત્ય નિત્ય જે;
પરમ શ્રદ્ધાવડે તેઓ, માન્યા ઉત્તમ યોગી મેં. ૨
જે અક્ષર નિરાકારી, ઉપાસન્ત અવર્ણ્યિ;
સર્વગામી અનિર્દેશ્ય, કૂટસ્થ અચળ સ્થિર. ૩
રોકીને સર્વ ઇંદ્રિયો, સર્વત્ર સમબુદ્ધિથી;
પામે છેજ મને તેઓ, રંગાઈ ભૂતહિતથી. ૪
અધિક ક્લેશ છે તેને, ચિત્તાસક્ત અવ્યક્ત જે;
અવ્યક્તની ગતિ દુઃખે, દેહીથીજ પમાય છે. ૫

જેઓ તો સૌ મને અર્પી, કર્મો મારે પરાયણા;
અનન્ય એહ યોગેથી, ધરી મારી ઉપાસના. ૬
તેમનો તારનારો હું, મૃત્યુ–સંસારસાગરે;
થાઉં છું ઝટ હે પાર્થ! મારામાં ચિત્ત પ્રેરવે. ૭
મારામાં મન રાખીને, પ્રેર મારાવિષે મતિ;
મને પામીશ એથી યે, શંકા એહ વિષે નથી. ૮
ન ઠરાવી શકે તું જો, મારામાં સ્થિર ચિત્તને;
તો તું અભ્યાસયોગેથી, પામવા ઇચ્છજે મને. ૯
અભ્યાસે ય ન ફાવે જો, તો હુંમાં કર્મનિષ્ઠ થા;
હું નિમિત્તે કરી કર્મો, સિદ્ધિને પામજે યથા.૧૦
હવે અશક્ત એમાં યે, તો થા તું યોગઆશ્રિત;
સર્વે કર્મફળો ત્યાગી, કરીને આત્મસંયમ.૧૧
જ્ઞાન અભ્યાસથી શ્રેષ્ઠ, ધ્યાન જ્ઞાનથી છે પર;
તેથી કર્મફળત્યાગ, ત્યાગે શાન્તિ નિરન્તર.૧૨
અદ્વેષી સર્વે ભૂતોનો, દયા મૈત્રી ક્ષમા ભર;
અહંતા–મમતા–મુક્ત, સર્વે સુખે દુઃખે સમ.૧૩

સંતોષી સર્વદા યોગી, સંયમી દૃઢ નિશ્ચય;
મન બુદ્ધિ મને અર્પે, મારો ભક્ત મને પ્રિય.૧૪
લોકો દુભાય જેથી ના, લોકે જેહ દુભાય ન;
મુક્ત ઈર્ષા ભયોદ્વેગે, ને હર્ષે તે મને પ્રિય.૧૫
શુદ્ધ દક્ષ ગતાપેક્ષ, અવ્યથાળો ઉદાસીન;
સર્વ કર્મફળત્યાગી, મારો ભક્ત મને પ્રિય.૧૬
ન હર્ખે ન કરે દ્વેષ, ન શોચે શૂન્ય વાંછન;
શુભાશુભ ફળત્યાગી, ભક્તિવંત મને પ્રિય.૧૭
સમાન શત્રુ ને મિત્રે, તેમ માનાપમાનમાં;
સુખદુ:ખે શીતોષ્ણે જે, સંગત્યાગી સમાન આ.૧૮
જે આવે તેથી સંતોષી, મૌની નિંદાસ્તવે સમ;
નિરાશ્રય સ્થિરબુદ્ધિ, ભક્તિમાન્ મને પ્રિય.૧૯
આ ધર્મામૃતમાં જેઓ, શ્રદ્ધાળુ હુંપરાયણ;
સેવે મેં કથી રીતે તે, મને ભક્ત અતિપ્રિય.૨૦

અધ્યાય બારમો સમાપ્ત.

ૐ

# અધ્યાય તેરમો.

## ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગ.

### અર્જુન બોલ્યા.

પ્રકૃતિપુરુષને યે, ક્ષેત્રક્ષેત્રજ્ઞને અને;
જાણવા ઇચ્છું છુંજ હું, કેશવ ! જ્ઞાનજ્ઞેયને. ૧

### શ્રીકૃષ્ણ બોલ્યા.

આ શરીરજ કૌન્તેય! ક્ષેત્ર એવું વદાય છે;
જે જાણે ક્ષેત્રને તેને, ક્ષેત્રજ્ઞ જ્ઞાનીઓ કહે. ૨
તે ક્ષેત્રજ્ઞ મને જાણો, ભારત! સર્વ ક્ષેત્રમાં;
ક્ષેત્રક્ષેત્રજ્ઞનું જ્ઞાન, છે મારે મન જ્ઞાન આ. ૩
તે ક્ષેત્ર શું અને કેવું, શા વિકારી શી રીત તે?
ક્ષેત્રજ્ઞ શું પ્રભાવે શું, ટુંકામાં કહું સુણ તે. ૪
ઋષિઓ બહુધા ગાયે, છંદોથી વિધ વિધને;
બ્રહ્મસૂત્ર પદે તો તે, હેતુથી નિર્ણયોવડે. ૫
અહંકાર મહાભૂતો, બુદ્ધિ અવ્યક્ત જે અને;
ઇંદ્રિયો દશ ને એક, તેના વિષય પાંચ એ, ૬

ઇચ્છા દ્વેષ સુખો દુઃખો, સંઘાત ચેતના ધૃતિ;
આ સૌ ક્ષેત્ર ટુંકાણેથી, કહેલા સવિકારથી. ૭
અદંભ નિરભિમાન, અહિંસા આર્જવ ક્ષમા;
ગુરુભક્તિ અને શૌચ, મનનિગ્રહ સ્થિરતા. ૮
વૈરાગ્ય ઇંદ્રિયો–અર્થે, અહંતાનું વિમોચન;
જન્મ મૃત્યુ જરા રોગે, દુઃખ દોષોનું દર્શન. ૯
અનાસક્ત અસંગી જે, પુત્ર સ્ત્રી ઘર આદિમાં;
સમતા ચિત્તની નિત્યે, સારામાઠાની પ્રાપ્તિમાં.૧૦
મારે અનન્યયોગેથી, ભક્તિ અવ્યભિચારણી;
એકાંતદેશ વાસે ને, સમાજે જન અપ્રીતિ.૧૧
અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા, દર્શન તત્ત્વજ્ઞાનનું;
જ્ઞાન એમ કહેલું આ, અજ્ઞાન એથી ઊલટું.૧૨
જ્ઞેય જે તે કહું છું હું, લાધે અમૃત જાણી જે;
પરબ્રહ્મ અનાદિ ને, ન સત્ કે અસત્ વદે. ૧૩
સર્વત્ર ચર્ણ ને હાથ, નેત્ર શિર અને મુખો;
સર્વત્ર કાનવાળો તે, વ્યાપીને વિશ્વમાં રહ્યો. ૧૪

સૌ ઈંદ્રિગુણના ભાસે, સૌ ઈંદ્રિ સંભવવિના:
અસક્ત ધારતો સર્વ, ગુણભોગી સુનિર્ગુણ. ૧૫
બ્હાર અંદર ભૂતોની, વ્યાપ્યો તેમ ચરાચરે;
સૂક્ષ્મ તેથી જણાયે ના, દૂર તેમ નજીક છે. ૧૬
ને અવિભક્ત ભૂતોમાં, રહ્યો જેહ વિભક્તશો;
ભૂતપોષક ને જ્ઞાતા, સંહારે જન્મ દે રૂડો. ૧૭
જ્યોતિનો પણ તે જ્યોતિ,અંધારાથી કહ્યો પર;
જ્ઞાન જ્ઞેય જ્ઞાનગમ્ય, વસ્યો જે સર્વને હૃદે. ૧૮
એમ ક્ષેત્ર તથા જ્ઞાન, કહ્યો જ્ઞેય ટુંકાણથી;
આ મારો ભક્ત જાણીને,પામે છે મુજ ભાવથી. ૧૯
બેઉ પ્રકૃતિ પુરુષ, અનાદિ સૌથી જાણવા;
વિકારો ને ય ગુણો યે, જાણ પ્રકૃતિથી થતા. ૨૦
કાર્યકારણ–નિમિત્તે, પ્રકૃતિ કારણો કહ્યાં;
પુરુષ સુખદુઃખોનાં, ભોક્તાનાં કારણો કહ્યાં. ૨૧
રહ્યો પ્રકૃતિ પુરુષ, પ્રકૃતિ ગુણ ભોગવે;
જન્માવે સદસત્ સ્થાને, ગુણશક્તિથી એહને. ૨૨

સાક્ષી ને સંમતિદાતા, ભર્તા ભોક્તા મહેશ્વર; ·
પરમાત્મા કહ્યો એમ, આ દેહે પુરુષ પર. ૨૩
એમ પુરુષ જે જાણે, ને જાણે ગુણ પ્રકૃતિ:
વર્તે સર્વે જગે તોયે, ફરી તે જન્મતો નથી. ૨૪
આત્મામાં ધ્યાનથી ભાળે,આત્માને કોઈ આત્મથી;
બીજાઓ સાંખ્ય ને યોગે, ને કોઈ કર્મયોગથી. ૨૫
બીજા ન જાણતાં એવો, અન્યથી સુણી સેવતા;
ને એ રીતે તરે તેઓ, મૃત્યુ શ્રુતિપરાયણા. ૨૬
જેટલી થાય છે કાંઈ, વસ્તુ સ્થાવર જંગમ;
ક્ષેત્રક્ષેત્રજ્ઞ–સંયોગે, એ જાણ ભરતર્ષભ! ૨૭
સમાન સર્વ ભૂતોમાં, રહેલા પરમેશ્વર;
અનાશી નષ્ટ થાતાં યે, જુએ તે જ જુએ પર. ૨૮
જોતો સમાન સર્વત્ર, રહેલા સમ ઈશ્વર;
પોતે હણે ન પોતાને, પછી પામે ગતિ પરા. ૨૯
અને પ્રકૃતિથી કર્મો, સર્વ રીતે કર્યાં જતો;
જે દેખે માત્ર આત્માને, અકર્તા તેજ ભાળતો. ૩૦

જ્યારે જુદાજ ભૂતોના, જુએ સૌ ભાવો એકમાં;
વિસ્તારે તેથી એ રીતે, જાય છે મળી બ્રહ્મમાં. ૩૧
અનાદિ નિર્ગુણી આત્મા, ને તે અવ્યય હોય છે;
દેહે રહ્યો છતાં પાર્થ! લેપાયે ન કરે ન તે. ૩૨
જેમ સૂક્ષ્મ ન લેપાતું, આકાશ સહુ વ્યાપી આ;
તેમ લેપાય ન આત્મા, દેહમાં વસતો છતાં. ૩૩
સૂર્ય જેમ પ્રકાશે છે, વિશ્વ આખું ય એકલો;
દેહને જીવ સર્વત્ર, પ્રકાશે પાર્થ! તેમ તો. ૩૪
દેહ ને જીવનું છેટું, જ્ઞાનચક્ષુથી એ રીતે;
ભૂતપ્રકૃતિથી મોક્ષ, જાણે તે બ્રહ્મ પામશે. ૩૫

અધ્યાય તેરમો સમાપ્ત.



ૐ

# અધ્યાય ચૌદમો.

## ગુણત્રયવિભાગયોગ.

### શ્રીકૃષ્ણ બોલ્યા.

ફરીને યે પરં ભાખું, જ્ઞાનોમાં જ્ઞાન શ્રેષ્ઠ હું;
જાણી જે મુનિઓ ત્યાંથી, પામ્યા ગતિ પરા સહુ. ૧
ગ્રહીને જ્ઞાન આ મારું, પામ્યા સમાન ધર્મને;
ન જન્મ જગમંડાણે, ન પામે દુઃખ પ્રલયે. ૨
મારી યોનિ મહદ્બ્રહ્મ, તેમાં મૂકું છું ગર્ભ હું;
ઉત્પત્તિ સર્વભૂતોની, પાર્થ! હે તેથકી સહુ. ૩
કૌંતેય! યોનિ સર્વેમાં, જન્મે છે દેહ જેટલા;
તેમાં બ્રહ્મ મહાયોનિ, બીજદાતા હું છું પિતા. ૪
તમસ્ સત્ત્વ રજ એવા, ગુણો પ્રકૃતિથી થતા;
બાંધે છે હે મહાબાહો ! અવ્યય દેહી દેહમાં. ૫
સત્ત્વના નિર્મલત્વે ત્યાં, પ્રકાશક અનામય;
બાંધે છે હે પુણ્યવંતા ! સુખ ને જ્ઞાનસંગજ. ૬

રજ રાગાત્મક જાણ, તૃષ્ણાના સંગથી થતો:
બાંધે છે કર્મસંગે તે, કૌંતેય! દેહીનેજ હો. ૭
તેમ અજ્ઞાન તો થાતું, દેહે સૌ જાણ મોહક;
પ્રમાદે આળસે ઉંઘે, બાંધે છે તેહ ભારત! ૮
થાય છે સુખમાં સત્ત્વ, ભારત! રજ કર્મમાં;
તમ તો જ્ઞાન ઢાંકે ને, જોડે તેમ પ્રમાદમાં. ૯
રજને તમ હાંકીને, થાય છે સત્ત્વ ભારત!
રજ સત્ત્વજ ને તમ, તમ સત્ત્વ અને રજ. ૧૦
સૌ દ્વારે દેહમાં આ તે, જ્ઞાન પ્રકાશ પાડતાં;
જાણવું જ્ઞાન ત્યારે તો, સત્ત્વ એમજ ફાલતાં. ૧૧
લોભ પ્રવૃત્તિ આરંભ, અશાન્તિ કર્મની સ્પૃહા;
રજ ત્યાં થાય છે વૃદ્ધિ, ભરતર્ષભ! આંહીં આ. ૧૨
અપ્રકાશ અપ્રવૃત્તિ, મોહ તેમ પ્રમાદજ;
વૃદ્ધિ એની થતાં જન્મે, તમસ્ હે કુરુનંદન! ૧૩
સત્ત્વવૃદ્ધિ થતાં જ્યારે, પામે દેહી વિનાશ જો;
તો તે ઉત્તમ જ્ઞાનીનો, પામે છે લોક નિર્મળા. ૧૪

મૃત્યુ જો રજમાં પામે, જન્મે છે કાર્યસંગીમાં;
તમમાં જે મુવેલો તે, જન્મે છે મૂઢ યોનિમાં. ૧૫

કહ્યાં છે ફળ કર્મોનાં, સાત્ત્વિક નિર્મળાં ફળો;
રજનાં ફળ તો દુઃખ, અજ્ઞાનો તમનાં ફળો. ૧૬

સત્ત્વથી થાય છે જ્ઞાન, રજથી લોભ જન્મતો;
મોહ પ્રમાદ અજ્ઞાન, જન્મે છે તમથીજ તો. ૧૭

સાત્ત્વિકો જાય છે ઊંચે, રાજસો મધ્યમાં રહે;
ને નીચા ગુણવૃત્તિના, તામસો પડતા નીચે. ૧૮

ન અન્ય ગુણથી કર્તા, જોયા દ્રષ્ટા યદા કરે;
ગુણથી પરને જાણે, પામે મારોજ ભાવ તે. ૧૯

તરીને ત્રણ ગુણોને, થતા ઉદ્દભવ દેહમાં;
જન્મ મૃત્યુ જરા દુઃખે, છૂટી અમૃત પામતા. ૨૦

અર્જુન બોલ્યા.

ત્રિગુણોનાં ક્યાં ચિન્હો, અતીત થાય છે પ્રભો!
કેવો આચાર શી રીતે? તરે શી રીતે સૌ ગુણો? ૨૧

## શ્રીકૃષ્ણ બોલ્યા.

પ્રવૃત્તિ કે પ્રકાશે કે, કેવળ મોહ અર્જુન !
ન કરે દ્વેષ જામે તો, ન વાંછે તેમ નિવૃત્ત. ૨૨
રહે છે જે ઉદાસીન, ચળે જે ન ગુણોવડે;
ગુણો વર્તે ગણે એમ, રહે સ્થિર નહિ ડગે. ૨૩
સમ દુઃખે સુખે સ્વસ્થ, સમ જે માટીકાંચને;
સમ પ્રિયે અપ્રિયે જે, ધીર નિંદાસ્તુતિવિષે. ૨૪
તુલ્ય માનાપમાને ને, મિત્ર કે શત્રુપક્ષમાં;
સૌ આરંભો તજે જે તે, તરેલો સહુ ગુણમાં. ૨૫
ને મને જે ભજે એમ, અનન્યભક્તિયોગથી;
તે તરી જાય સૌ ગુણો, પામે તે બ્રહ્મભાવથી. ૨૬
બ્રહ્મની યે પ્રતિષ્ઠા હું, અને અવ્યય મુક્તિનો;
ને નિત્ય ધર્મનો યે હું, તેમ એકાંતસુખનો. ૨૭

### અધ્યાય ચૌદમો સમાપ્ત.

ૐ

# અધ્યાય પંદરમો.

## પુરુષોત્તમયોગ.

### શ્રીકૃષ્ણ બોલ્યા.

મૂળ ઊંચે નીચે ડાળો, કહ્યો અવ્યય પીપળો;
તેમનાં વેદ છે પાન, એહ વેદજ્ઞ જાણતો. ૧

ઊંચે નીચે ડાળ ગયેલ તેનાં,
ગુણે ભરેલાં વિષયે વધેલાં;
ચોમેર ફાલ્યાં મૂળ હેઠ નીચે,
કર્માનુબન્ધીજ મનુષ્યલોકે. ૨

કળાય ના રૂપજ એનું આંહીં,
જણાય આધાર ન અંત આદિ;
એ વૃક્ષનાં મૂળ ઘણાં થપાય,
અસંગ એ શસ્ત્ર દઢે કપાય. ૩

તે ગોતવું ધામ પછી ગહેલા,
જ્યાં તે નથી ત્યાં ફરીથી થયેલા;

પુરુષ તે શર્ણું આદિજ જાણી,
જેથી પ્રવૃત્તિ પ્રસરી પુરાણી. ૪

ન મોહમાને જીત સંગદોષે,
અધ્યાત્મનિષ્ઠ શમ કામદોષે;
દ્વંદ્વે વિમુક્તો સુખદુઃખનામી,
અખંડ લે ધામ અમૂઢ પામી. ૫

ન ત્યાં સૂર્ય પ્રકાશે છે, ન અગ્નિ શશી તેમજ;
ન આવે જ્યાં જઇ પાછા, તે પરં ધામ છે મમ. ૬
જીવલોકે થઇ જીવ, અંશ મારો સનાતન;
મન છ ઇંદ્રિયો ખેંચે, પ્રકૃતિમાં રહી રત. ૭
જે શરીરજ પામે છે, ત્યાગે છે આત્મ જેહને;
ગ્રહી જાય સહુ તેહ, વા જેવો પુષ્પ ગંધને. ૮
કાન આંખો અને સ્પર્શ, નાકને જીભ એ રીતે;
મનસાથે રહીને સૌ, તેહ વિષય ભોગવે. ૯
નીકળતાં રહેતાં વા, ભોગવતાં ગુણોવડે;
વિમૂઢો તે નથી જોતા, જ્ઞાનનેત્રે દેખાય જે. ૧૦

યોગીઓ ખંતીલા પેખે, રહેલો એહ દેહમાં;
ચિત્ત શૂન્ય અસંસ્કારી, દેખે તે નહિ યત્નમાં. ૧૧
જ્યારે સૂર્ય રહ્યું તેજ, પ્રકાશે વિશ્વ સર્વમાં;
જાણુ મારું સર્વ છે જે, તેજ તે અગ્નિ ચંદ્રમાં. ૧૨
પૃથ્વીમાં પેસીને ભૂતો, ધારૂં હું શક્તિએ મમ:
ને પોષું ઔષધી સર્વે, થઇ ચંદ્ર રસાત્મક. ૧૩
જઠરાગ્નિ બનીને હું, રહીને દેહ પ્રાણીને;
પ્રાણાપાનેજ જોડાઇ, પચાવું અન્ન ચોવિધે. ૧૪

ને સર્વને હું હૃદયે બિરાજ્યો,
હુંથી સ્મૃતિ જ્ઞાન વિચાર ભાખ્યો:
સમગ્ર વેદેજ મને પિછાણ્યો,
વેદાન્તકર્તા ત્યમ વેદવિજ્ઞો. ૧૫

આ બે છે પુરુષો લોકે, ક્ષર અક્ષર એ રીતે;
કહ્યાં ક્ષર સહુ ભૂતો, તેમ કૂટસ્થ અક્ષરે. ૧૬
ઉત્તમ નર તો બીજો, પરમાત્મારૂપે વદ્યો;
જે ત્રણે લોકમાં વ્યાપી, અવ્યયી ઇશ્વર રહ્યો. ૧૭

અતીત ક્ષરથી જેથી, અક્ષરથી ય ઉત્તમ;
તે લોકે તેમ છું વેદે, પ્રગટ પુરુષોત્તમ. ૧૮
અસંમૂઢ મને જાણે, એમ જે પુરુષોત્તમ;
સર્વજ્ઞ સૌ સર્વ ભાવે, ભજે હું ને પરંતપ! ૧૯
શાસ્ત્ર આ આમ નિષ્પાપ! ગુહ્યમાં ગુહ્ય હુંથકી:
મેધાવી થાય જે જાણે, પાર્થ! કૃતાર્થ સૌ નકી. ૨૦

અધ્યાય પંદરમો સમાપ્ત.



ૐ

# અધ્યાય સોળમો.

## દૈવાસુરસંપદ્‌વિભાગયોગ.

### શ્રીકૃષ્ણ બોલ્યા.

અભય સત્ત્વસંશુદ્ધિ, જ્ઞાનયોગે વ્યવસ્થિત;
દાન દમ અને યજ્ઞ, તપ સ્વાધ્યાય આર્જવ. ૧
અહિંસા સત્ય અક્રોધ, શાન્તિ ચુગલી ત્યાગ આ;
અલોભ ને દયા ભૂતે, લજ્જા સાદાઈ દૃઢતા. ૨
ધીર તેજ ક્ષમા શૌચ, માન દ્રોહ નહિ અતિ;
દૈવી સ્વભાવવાળાં તે, જન્મેલાં પાર્થ! હે અહિં. ૩
દંભ દર્પ અભિમાન, કટુતા ક્રોધ એ અતિ;
અને અજ્ઞાનમાં જન્મ્યાં, પાર્થ! આસુરી સંપત્તિ. ૪
મોક્ષદા દૈવી સંપત્તિ, કર્તા બંધન આસુરી;
ન શોક કર હે પાર્થ! જન્મ્યો તું દૈવી સંપત્તિ. ૫
છે બે ઉત્પત્તિ આ લોકે, દૈવી આસુરી એ રીતે;
કહું વિસ્તારથી દૈવી, ને આસુરી ય સુણ એ. ૬

પ્રવૃત્તિ ને નિવૃત્તિ યે, જાણે ના જન આસુરી;
અથવા શૌચ આચાર, જાણે તે સત્યને નહિ. ૭
અસત્ય ને નિરાધાર, જગ કે' પ્રભુવિણનું;
પરસ્પર સંયોગેથી, કામહેતુથી શું બીજું ? ૮
એ દૃષ્ટિ અનુસારે તે, નષ્ટાત્મા અલ્પ બુદ્ધિ છે;
અહિત વિશ્વના માટે, નાશાર્થે ઉગ્ર કર્મી છે. ૯
આશ્રયા કામ મુસ્કેલ, દંભ માન મદે ભર્યા:
દુરાગ્રહી ધરી મોહ, બને છે અશુચિવ્રત. ૧૦
અને અપાર ચિંતાને, ગ્રહી મર્ણસુધી રહે;
કામના ભોગમાં લીન, નક્કી પરમ એમ તે. ૧૧
સૌ આશાપાશથી બાંધ્યા, કામક્રોધપરાયણે;
ઇચ્છે છે કામભોગોને, અન્યાયે ધન મેળવે. ૧૨
મેળવ્યું આજ મેં છે આ, આ પામીશ મનોરથ;
આ છે ને મારું થાશે તે, ફરી યે આવશે ધન. ૧૩
આ શત્રુ મેં હણ્યો અને, બીજાનેય મારીશ હું;
હું ઈશ્વર હું ભોગી છું, સિદ્ધ હું સુખિયો બળી. ૧૪

હું કુલીન ધનાઢ્યે હું, ન કો અન્ય હુંના સમ;
રીઝું દૈ દાન યજ્ઞે હું, અજ્ઞાને એમ મોહિત. ૧૫
ભમેલા ભમતા ચિત્તે, ફસાઇ મોહ જાળથી;
મચેલા કામભોગોમાં, નર્કે ઘોર પડે નક્કી. ૧૬
મોટાભા થૈ રહે અક્કડ, ધન માન મદે ભર્યા;
કરે તે નામના યજ્ઞ, દંભથી કૈં વિધિવિના. ૧૭
બળ દર્પ અહંકાર, ને કામક્રોધથી ભર્યા;
દ્હે સ્વપરને હુંને, અદેખા ખારથી ભર્યા. ૧૮
સંસારે તેહ દ્વેષીને, ને નરાધમ ક્રૂરને;
નાખું આસુરી યોનિમાં, વારવાર અશુભ તે. ૧૯
આસુરી યોનિ પામેલા, જન્મે જન્મ વિમૂઢ આ;
ન પામી તે મને પાર્થ! અધોગતિજ પામતા. ૨૦
ત્રિવિધ નર્કદ્વારો આ, આત્માના નાશ કારણે;
કામ ક્રોધ તથા લોભ, તેથી તે તજવાં ત્રણે. ૨૧
વિમુક્ત એથી જે પાર્થ! ત્રણે આ તમદ્વારથી;
આચરે શ્રેય આત્માનું, પામે તેથી પરા ગતિ. ૨૨

છોડી જે શાસ્ત્રવિધિને, વર્તે સ્વચ્છંદી કામી થૈ;
નહિ તે સિદ્ધિને પામે, ન વા સુખ પરા ગતિ. ૨૩
કાર્યાકાર્યવ્યવસ્થામાં, શાસ્ત્ર તેથી પ્રમાણવું;
વિધાનો શાસ્ત્રનાં જાણી, કર્મ આદર તું રુડું. ૨૪

અધ્યાય સોળમો સમાપ્ત.



ૐ

# અધ્યાય સત્તરમો.

## શ્રદ્ધાત્રયવિભાગયોગ.

### અર્જુન બોલ્યા.

જે શાસ્ત્રવિધિ છોડીને, શ્રદ્ધાયુક્ત થઇ ભજે;
તેની સત્ત્વ રજસ્ કિંવા, તમસ્ નિષ્ઠા કહો તમે. ૧
ત્રિવિધા થાય છે શ્રદ્ધા, દેહીઓની સ્વભાવથી;
સાત્ત્વિકી રાજસી પાર્થ! સુણ તેમજ તામસી. ૨
જેવું અન્તર જે જેનું, શ્રદ્ધા તેવીજ થાય છે;
શ્રદ્ધાળુ માનવી આવાં, શ્રદ્ધાજેવાંજ થાય છે. ૩
ભજે છે સાત્ત્વિકો દેવો, રાજસી યક્ષ રાક્ષસો;
ને ભૂત પ્રેતને બીજા, પૂજે છે જન તામસો. ૪
શાસ્ત્ર-અવિહિત ઘોર, આચરે તપ જે જનો;
દંભવાળું અહંકારી, કામ રાગે બળે ભર્યો. ૫
ખેંચતો તે રહી દેહે, અજ્ઞાની ભૂતમંડળી;
મને યે તે રહી દેહે, જાણ આસુર નિશ્ચયી. ૬

આહારો પણ સૌના યે, ત્રિવિધ પ્રિય થાય છે:
યજ્ઞતપો તથા દાનો, એમના સુણ ભેદ એ. ૭
બળબુદ્ધિ વધે આયુ, સુખો આરોગ્ય ને રુચિ;
રસાળા ચીકણા સ્થિર, ભાવે સાત્ત્વિકને શુચિ. ૮
ખાટા ખારા અતિ ઊના, તીખા દાહી કટુ લુખા;
રાજસ પ્રિય આહારો, શોક રોગ દુઃખે ભર્યા. ૯
સુકું નીરસ ઉખેલું, વાસી ને બહુ વેળનું;
નિષિદ્ધ થયેલું એઠું, અન્ન તામસ હિતનું.૧૦
જે ફળેચ્છાવિના યજ્ઞ, વિધિપૂર્વક આચરે;
યજ્ઞ તો કરવો એમ, સાત્ત્વિક સમજી કરે.૧૧
વળી ફળની ઇચ્છાથી, યજ્ઞ જે દંભથી કરે;
ભરતશ્રેષ્ઠ ! તે યજ્ઞ, રાજસી યજ્ઞ જાણજે.૧૨
અન્નદાન વિધિહીન, ને વિના મંત્ર દક્ષિણા:
અશ્રદ્ધાથી કરે યજ્ઞ, તામસી યજ્ઞ તેહ આ.૧૩
દેવ દ્વિજ ગુરુ જ્ઞાની,-તણી શુદ્ધ શુચિ પૂજા;
ને અહિંસા બ્રહ્મચર્ય, કહ્યાં તપ શરીરનાં.૧૪

ઉદ્વેગવિણનું વાક્ય, જેહ સત્ય હિત પ્રિય;
વેદ—અભ્યાસને જાણો, કહ્યું એ વાણીનું તપ.૧૫
મન—આનંદ ને મૌન, સ્થિરતા આત્મસંયમ;
અંતઃકરણની શુદ્ધિ, કહ્યું એ માનસી તપ.૧૬
તપ પરમ શ્રદ્ધાથી, જને કીધું ત્રિવિધ જે;
ફળઇચ્છાથકી મુક્ત, સાત્ત્વિક તપ એ વદે.૧૭
માન સત્કારે પૂજાર્થે, દંભથી જે કર્યું તપ;
તપ તેહ વદાયેલું, રાજસી ચલ અધ્રુવ.૧૮
મૂઢે કરેલ જે પોતે, દેહને દમીને તપ;
બીજાની હાનિને માટે, તેહ છે તામસી તપ.૧૯
દેવુંજ દાન એવું જે, દેવાય બદલા વિના;
જો દેશ કાળ પાત્રે દે, તે છે સાત્ત્વિક દાનમાં.૨૦
તથા પ્રત્યુપકારાર્થે, ફળ ઉદ્દેશીને કરી;
દેતો જે ક્લેશ પામીને, કહ્યું તે તપ રાજસી.૨૧
ન દેશ કાળ ને પાત્ર, જાણી દેવાય દાન જે;
તિરસ્કારી અસત્કારી, કહ્યું તામસ દાન તે.૨૨

ૐ.તત્સત્ એવી સંજ્ઞા જાણી ત્રિવિધ બ્રહ્મની;
બ્રાહ્મણો તેવડે દેવો, ને નિર્મ્યાં યજ્ઞ પૂર્વથી.૨૩

તેથી ૐ એમ બોલીને, યજ્ઞ દાન તપ ક્રિયા;
જે કરે છે યથાશાસ્ત્રે, બ્રહ્મવાદીજ તે સદા.૨૪

તત્ એમ ન અભિલાષા, તપ યજ્ઞ ક્રિયા ફળે;
દાન કર્મો ઘણાં યે તે, કરે છે મોક્ષ પામવા. ૨૫

સદ્ભાવે સાધુભાવેથી, સત્ એમ પ્રયોજીને;
તેમ મંગળકાર્યોમાં, સત્ નામ વપરાય છે. ૨૬

યજ્ઞે તપે અને દાને, સ્થિતિ જે તેજ સત્ કહી;
કર્મ તેમજ તે અર્થે, કહેવાયે સત્ તે સહી. ૨૭

અશ્રદ્ધાથી દીધું હોમ્યું, તપ કર્મ કર્યુંજ તે;
અસત્ એમ કહ્યું પાર્થ ! ન અહીં કે મુવાપછી. ૨૮

અધ્યાય સત્તરમો સમાપ્ત.

ૐ

# અધ્યાય અઢારમો.

## મોક્ષસંન્યાસયોગ.

### અર્જુન બોલ્યા.

સંન્યાસનું મહાબાહો! તત્ત્વ ચાહું છું જાણવા;
ત્યાગનું યે હૃષીકેશ ! કેશીહન્તા ! જુદું જુદું. ૧

### શ્રીકૃષ્ણ બોલ્યા.

કામ્યકર્મતણો ત્યાગ, સંન્યાસ કવિઓ ગણે;
સૌ કર્મનો ફળત્યાગ, વિદ્વાનો ત્યાગ તે ભણે. ૨
તજવું કર્મ દોષાળું, ડાહ્યો કાઇક એ કહે;
ન છોડવાં યજ્ઞદાને, તપ કર્મ બીજા વદે. ૩
સુણ નિશ્ચય ત્યાં મારો, ભરતોત્તમ ! ત્યાગમાં;
ત્યાગો એ પુરુષવ્યાઘ્ર ! ગવાયા છેજ ત્રિવિધા. ૪
યજ્ઞદાનો તથા કર્મો, કરવાં તે ન છોડવાં;
દાન યજ્ઞ તપો નક્કી, કરે પાવન [illegible] ૫

કરવાં શુભ તે કર્મો, ત્યાગી સંગફળો વળી;
ચિત્તશુદ્ધિ તેથી પાર્થ ! મારો એ મત છે નક્કી. ૬
નિત્યકર્મતણો ત્યાગ, નિયમીને ઘટે નહિ:
મોહથી જે પરિત્યાગી, તે ગણાય છે તામસી. ૭
દુઃખદાયી ગણી કર્મ, દેહકષ્ટ ભયે તજે;
તે રાજસ કરી ત્યાગ, ત્યાગનું ફળ ના લહે. ૮
ફરજ ગણીને કર્મ, પાર્થ ! નિત્યજ આચરે;
ને ત્યજી ફળનો સંગ, સાત્ત્વિક ત્યાગ તે કરે. ૯
ન માઠા કર્મમાં દ્વેષ, સારામાં ન રહે મચી;
ભરેલો સત્ત્વથી ત્યાગી, મેધાવી ને અસંશયી. ૧૦
દેહીનેજ નથી શક્ય, સર્વાંશે કર્મ ત્યાગવાં;
તે તો કર્મફળ ત્યાગી, એમ ત્યાગી વદાય આ. ૧૧
નઠારું સારું ને મિશ્ર, ત્રિવિધ ફળ કર્મનાં;
અત્યાગીને મુવે થાય, નહિ સંન્યાસીને કદા. ૧૨
પાંચ આ હે મહાબાહો ! શીખ તું કારણો હુંથી;
કહ્યાં જે સાંખ્યસિદ્ધાંતે, સિદ્ધિકાજ તે કર્મની. ૧૩

સ્થુલ શરીર ને કર્તા, ઇંદ્રિયો યે જુદી જુદી;
ને ત્રિવિધ જુદી ચેષ્ટા, દૈવે ય પાંચમું અહીં. ૧૪
મન વાણી અને દેહે, આરંભે કર્મ જે નર;
તે ભલાં અથવા ભુંડાં, આ તેના પંચ હેતુજ. ૧૫
કર્તાને ત્યાં છતાં એમ, આત્મ કેવળ જે ગણી;
અસંસ્કારી બુદ્ધિથી જે, તે ભાળે નહિ દુર્મતિ. ૧૬
જેનો ન ભાવ ગર્વિષ્ઠ, લેપાયે બુદ્ધિ જેની ના;
આ લોકને હણીને યે, બંધાયે મારતો ન વા. ૧૭
જ્ઞાન જ્ઞેય પરિજ્ઞાતા, ત્રિવિધા કર્મપ્રેરણા;
કરણ કર્મ ને કર્તા, કર્મસંગ્રહ ત્રણ આ. ૧૮
જ્ઞાન કર્મ અને કર્તા, એમ ગુણ જુદા ત્રણ;
ત્રણનામાં કહ્યા ગુણ, તેને સુણ બરાબર. ૧૯
સૌ ભૂતોમાં એકભાવે, જુએ છે જેહ અવ્યય;
અવિભક્ત વિભક્તોમાં, જાણ તે જ્ઞાન સાત્વિક. ૨૦
જે જ્ઞાનનાં જુદી રીતે, નાના ભાવો જુદા જુદા;
જાણાયે સર્વ ભૂતોમાં, રાજસી જ્ઞાન જાણ આ. ૨૧

કાર્ય એકજ સુરીતે, લાગ્યો અકારણે રહે;
અતત્ત્વવાળું ને અલ્પ, તે જ્ઞાન તામસી ઠરે. ૨૨
નિયમે ને અસંગેથી, રાગદ્વેષવિના કરે;
ફળેચ્છાવિણ જે કર્મ, તેને સાત્ત્વિક ઊચરે. ૨૩
જે વળી કામઇચ્છાથી, વા કરે ફરી ગર્વથી;
કે કરે બહુ આયાસે, વદાયે તેહ રાજસી. ૨૪
બંધન ક્ષય ને હિંસા, બળ વિચાર ના કરે;
આરંભે મોહથી કાર્ય, તામસી કર્મ તે ઠરે. ૨૫
અસંગી અનહંવાદી, ઉત્સાહી તેમ ધીર જે;
સમ સિદ્ધિ અસિદ્ધિમાં, કર્તા સાત્ત્વિક તે વદે. ૨૬
રાગી કર્મફળાકાંક્ષી, લોભી અશુદ્ધ હિંસક;
હર્ષશોકે ભર્યો કર્તા, રાજસી તે વદાય છે. ૨૭
અયુક્ત જડ પ્રાકૃત, આળસુ શઠ ને ઠગ;
દુઃખીઓ ને દીર્ઘસૂત્રી, છે કર્તા તેહ તામસ. ૨૮
બુદ્ધિના ધૃતિના ભેદે, સાંભળ ત્રિવિધા ગુણ;
કહ્યા કંઇ વિના બાકી, જુદા જુદાજ અર્જુન ! ૨૯

પ્રવૃત્તિ ને નિવૃત્તિ ને, કાર્યાકાર્ય ભયાભયે;
બંધ ને મોક્ષ જે જાણે, સાત્ત્વિક બુદ્ધિ છેજ તે. ૩૦
ધર્મ અધર્મને જેથી, અને કાર્ય અકાર્યને;
યથાવિધિ ન પિછાણે, તે બુદ્ધિ રાજસી કહે. ૩૧
માને અધર્મને ધર્મ, ઘેરાઇ બુદ્ધિ જે તમે;
સૌ અર્થો ઊલટા જાણે, તામસી બુદ્ધિ પાર્થ! તે. ૩૨
ધીરેથી મનને ધારે, પ્રાણ ને ઇંદ્રિની ક્રિયા;
ધૃતિ અનન્યયોગેથી, પાર્થ ! સાત્ત્વિક જાણ આ. ૩૩
ધર્મ અર્થ કામને જે, ધારે પાર્થ ! ધૃતિવડે;
વિગતે ફળ આકાંક્ષી, ધૃતિ રાજસી પાર્થ! તે. ૩૪
જેથી શોક ભય સ્વપ્ન, ખેદ ને મદ એ રીતે;
કે છોડતાં ન દુર્બુદ્ધિ, ધૃતિ તામસી પાર્થ! તે. ૩૫
સુખ ત્રણ પ્રકારી આ, હવે તું અર્જુન ! સુણ;
અભ્યાસેથી રમે તે જ્યાં, પામે દુઃખના અંતને. ૩૬
આરંભે ઝેરજેવું ને, અંતે જે ભર્યું અમૃતે;
જે આત્મબુદ્ધિ દેનારું, તેહ સાત્ત્વિક સુખ છે. ૩૭

વિષયો ઇંદ્રિસંયોગે, જે પે'લાં અમૃતસમું;
પારણામે ઝેરજેવું, રાજસી સુખ તે કહ્યું. ૩૮
જે આગળ ને પાછળ, મોહજ જીવને કરે;
નિદ્રા પ્રમાદઆળસાળું, તે સુખ તામસી કહ્યું. ૩૯
પૃથ્વીમાંહીં નથી તેવા, સ્વર્ગમાં દેવમાં ય કે;
સત્ત્વ પ્રકૃતિથી મુક્ત, ત્રિગુણયુક્ત હોય તે. ૪૦
ક્ષત્રી બ્રાહ્મણ ને વૈશ્ય, અને શૂદ્રે ય પાર્થ ! હે;
કર્મ જુદાં પડે તેનાં, જન્મતાં પ્રકૃતિગુણે. ૪૧
શાંતિ જ્ઞાન તપ શૌચ, એ રીતે અર્જુન ! ક્ષમા;
દમ આસ્તિકતા સૌ તે, સ્વભાવે કર્મ વિપ્રનાં. ૪૨
ધૈર્ય ચાતુર્ય ને તેજ, શૌર્ય યુદ્ધે હઠે નહિ;
દાનેશ્વરતણો ભાવ, ક્ષત્રી કર્મ સ્વભાવથી. ૪૩
ખેતી વેપાર ગૌરક્ષા, વૈશ્યકર્મ સ્વભાવથી;
કામ જે પરસેવાનું, સ્વભાવ શૂદ્રકર્મનો. ૪૪
કર્મમાં પોતપોતાનાં, સંસિદ્ધિ લહે કુશળ;
સ્વકર્મે મચીને જેમ, મેળવે સિદ્ધ તે સુણ. ૪૫
ભૂતોની પ્રવૃત્તિ જેથી, જેવડે વ્યાપ્યું આ બધું;
પૂજી સ્વકર્મથી તેને, સિદ્ધિ સૌ જન પામતા. ૪૬

સ્વધર્મ અધુરો સારો, સેવ્યાથી પરધર્મને;
સ્વભાવે કર્મ નિમેલાં, કરતાં પાપ ના મળે. ૪૭
સહજ કર્મ કૌંતેય ! દોષાળું તજવું ન એ;
છે સૌ આરંભ દોષાળા, ઢાંકયો અગ્નિ યથા ધૂમે. ૪૮
અસક્તાળી બુદ્ધિ સર્વ,અસ્પૃહી ચિત્તજિત જે;
શ્રેષ્ઠ નૈષ્કર્મ્ય સિદ્ધિને, પામે સંન્યાસથીજ તે. ૪૯
સિદ્ધિ પામ્યો જેમ બ્રહ્મ,સુણુ તે હું કહું સર્વ;
હે કૌંતેય ! ટુંકામાં તે, નિષ્ઠા જે જ્ઞાનની પર. ૫૦
યુક્ત વિશુદ્ધબુદ્ધિથી, ધૃતિથી આત્મસંયમી;
શબ્દાદિ વિષયો છોડી, ને રાગદ્વેષને તજી. ૫૧
એકાંતી અલ્પ આહારી, કાયા વાણી મને મથે;
ધારતો યોગ હમેશાં, સેવે વૈરાગ્યને અને. ૫૨
બળ ગર્વ અહંકાર, કામ ક્રોધ પરિગ્રહ;
મમતાવિણુ જે શાંત, બ્રહ્મયોગ્યજ તે જન. ૫૩
પ્રસન્નાત્મા થઇ બ્રહ્મ, ન શોચે કે ન વાંછતો;
સમાન સર્વ ભૂતોમાં, તે પરા ભક્તિ પામતો. ૫૪

ભક્તિવડે મને જાણે, તત્ત્વથી છું હું જેટલો:
જાણી તેમ મને તત્ત્વે, પેસે હુંમાં પછીજ તો. ૫૫
સર્વદા સર્વ કર્મો યે, મારો ભક્ત થઈ કરે;
મારા પ્રસાદથી પામે, પદ અવ્યય નિત્ય તે. ૫૬
ચિત્તથી સર્વ કર્મોને સમર્પી હુંપરાયણ:
બુદ્ધિનો યોગ ઉપાસી, હુંભાવી તું અખંડ થા. ૫૭
હુંભાવી થૈ સહુ કષ્ટો, મારા પ્રસાદથી તર:
હવે જો તું અહંકારે. ન સુણે નાશ પામીશ. ૫૮
કરીને જો અહંકાર, 'ન લઢું' એમ માનીને:
નિશ્ચય માનજે મિથ્યા, તને પ્રકૃતિ પ્રેરશે. ૫૯
નિજ સ્વભાવથી થાતાં,બંધાયા કર્મ પાર્થ! સૌ;
મોહે ન કરવા ઇચ્છે, પરાણેજ કરીશ તે. ૬૦
હૃદયે સર્વ ભૂતોને, વસેલો પ્રભુ પાર્થ! જે;
ભમાવે નિજ માયાથી, સૌ યંત્રારૂઢ ભૂતને. ૬૧
તેનેજ શરણે જા તું, સર્વ ભાવેથી ભારત!
તે પ્રસાદે પરમશાન્તિ, તુર્ત પામીશ શાશ્વત. ૬૨

એવું તને કહ્યું જ્ઞાન, ગુહ્યમાં ગુહ્ય મેં અતિ;
વિચારી સર્વ રીતિએ, કરજે પ્રેરતી મતિ. ૬૩
સૌથી ગુહ્ય વળી સુણ, આ શ્રેષ્ઠ વેણ માહરૂં;
અતિપ્રિય મને તું છે, તેથી હિત ગણી કહું. ૬૪
હુંભક્ત હુંમનાળો થા, હુંસેવક મને નમે;
પામીશ તું મને સત્ય, પ્રિય તું છે અતિ મને. ૬૫
સર્વધર્મો તજીને તું, મારૂં એકજ શરણ લે;
હું તને સર્વપાપોથી, છોડાવીશ ન શોચતો. ૬૬
તારે ન અતપસ્વીને, ન કદી યે અભક્તને;
ને અસેવકને કે'તું, ને નિન્દે જેહ મુજને. ૬૭
જે કોઇ આ પરં ગુહ્ય, ભાખશે મુજ ભક્તમાં;
પરા ભક્તિ કરી મારી, પામશે તે મને ખરા. ૬૮
તેનાથી ન મનુષ્યોમાં, પ્રિયકારક મુજ કો;
ને થનારો નહિ મારો, આ લોકે પ્રિય કો બીજો. ૬૯
અને જે આ કરે પાઠે, ધર્મસંવાદ આપણો;
જ્ઞાનયજ્ઞે મને પૂજ્યો, માનું એવી રીતે હું તો. ૭૦
શ્રદ્ધાવાળો અખારીલો, સાંભળે જન કોઇ જે;
તે પુણ્યકર્મવાળા યે, પામે છે શુભ સ્વર્ગને. ૭૧

સાંભળ્યું જે બધું પાર્થ ! આ તેં એકાગ્ર થૈ મને;
થયેલો મોહ અજ્ઞાને, ટળ્યો તારો પૂરો શું તે ? ૭૨

અર્જુન બોલ્યા.

ટળ્યો મોહ સ્મૃતિ લાધી, કૃષ્ણ ! આપ પ્રસાદથી;
અશંકાળો ઊભો છું હું, વેણે બંધાઇ આપથી. ૭૩

સંજય બોલ્યા.

આ વાસુદેવનો એમ, મહાત્મા પાર્થનો અને;
મેં સાંભળેલ સંવાદ, અદ્ભુત રોમહર્ષણે. ૭૪
હું શક્યો વ્યાસપ્રસાદે, પરમ ગુહ્ય સાંભળી;
સાક્ષાત્ યોગ જે પોતે, કૃષ્ણે ભાખ્યો સ્વમુખથી. ૭૫
રાજા ! સંભારી સંભારી, સર્વ સંવાદ અદ્ભુત;
કૃષ્ણ–પાર્થ–તણો શુદ્ધ, હર્ષ પામું નિરંતર. ૭૬
અને તે સંસ્મરીનેજ, અદ્ભુત હરિનું રૂપ;
મહા આશ્ચર્ય પામ્યો હું, હર્ખુ છુંજ ફરી ફરી. ૭૭
છે યોગેશ્વર જ્યાં કૃષ્ણ, ધનુર્ધારી જ્યાં પાર્થ છે;
ત્યાં શ્રી વિજય ઐશ્વર્ય, નિત્ય છે નીતિ હું મતે. ૭૮

અધ્યાય અઢારમો સમાપ્ત.



# ગીતામાહાત્મ્ય.

## પૃથિવી પૂછે છે.

હે ભગવન્! હે પ્રભુ! ભક્તિ અનન્ય આપની;
પ્રારબ્ધકર્મ ભોક્તાને, મળે પ્રભુ! કેમ કરી? ૧

## શ્રીવિષ્ણુ બોલ્યા.

ભોક્તા પ્રારબ્ધ પણ જે, ગીતાપાઠ નિત્યે કરે;
તે સુખી મુક્ત આ લોકે, લેપાય કર્મે ના ખરે. ૨
ન કમળપત્રે જળ, જેમ સ્પર્શ જરા કરે;
ગીતાખ્યાને ન તેમજ, મહાપાપ કદી ઠરે. ૩
ગીતાપોથી જહાં હોય,ને પાઠ જ્યાં જ્યાં થાય છે;
ત્યાં આગળ સર્વ તીર્થો, પ્રયાગ આદિ જાય છે. ૪
સર્વ દેવો ઋષિઓ ને, યોગીઓ ને નાગ સૌ;
ગોપી ગોપાલ પાર્ષદ, નારદ ને ઉદ્ધવ સૌ;
પ્રવર્તે જ્યાં ગીતા ત્યાંહીં, સા'ય કરવા જાય સૌ. ૫

ગીતાવિચાર જ્યાં ચાલે, ભણે ભણાવે સાંભળે;
તે જગામાં રહું નક્કી, હું વાસો સદા કરીને. ૬
ગીતાશ્રયે રહું હું ને, ગીતા શ્રેષ્ઠ ઘર ગણું;
ગીતાજ્ઞાન ગ્રહે તેને, ત્રિલોકે પાવન કરું. ૭
ગીતા મારી પરા વિદ્યા, બ્રહ્મરૂપ શકા નથી;
અર્ધમાત્રા અવિનાશી, નિત્ય ગૂઢ પદાળિ જે. ૮
શ્રીકૃષ્ણ પરમાત્માએ, મુખે કહી અર્જુનને;
ત્રિવેદરૂપ આનંદી, પૂર્ણ જ્ઞાને તત્ત્વે અર્થે. ૯
નિશ્ચળ મને ગીતાના, અઢાર અધ્યાયો પઢે;
તે પામે જ્ઞાનસિદ્ધિને, જાય તે પરમપદે.૧૦
પાઠ સર્વ બને ન તો, પાઠ અરધો જે કરે;
મળે છે ફળ ગોદાન, તેમાં ન સંશય જરા.૧૧
ત્રીજે ભાગે કરે પાઠ, પામે ગંગાસ્નાનફળ;
છઠ્ઠા ભાગે કરે પાઠ, પામે સોમયજ્ઞ ફળ.૧૨
એક અધ્યાય જો નિત્ય, શ્રદ્ધાભક્તિવડે કરે;
તે પામે છે રુદ્રલોક, ગણ થઇને તે રહે.૧૩

અધ્યાય શ્લોક એકજ, ચરણ પાઠે જે કરે;
તે મન્વંતર પામે છે, આ લોકે મનુષ્યત્વને.૧૪
ચાર પાંચ છ કે સાત, આઠ નવ દશ પઢે;
અથવા ત્રણ બે એક, કરે અરધો શ્લોક જે.૧૫
ચંદ્રલોક મળે તેને, દશ હજાર વર્ષ તે;
અવશ્ય મરતાં પામે, મનુષ્યત્વ ગીતા પઢે ૧૬
ફરી ગીતા કરી પાઠે, મોક્ષપદ પામેજ તે;
બોલનારો શબ્દ ગીતા, પામે છે તે સદ્ગતિને.૧૭
પ્રીતિ સાંભળવા ગીતા, જન પાપી છતાં પણ;
વૈકુંઠમાં વિષ્ણુસાથે, કરે તે સુખે ગમન.૧૮
ગીતાઅર્થે ધરે ધ્યાન, અનેક કર્મો કરીને;
જાણવો જીવનમુક્ત, પામે પદ પરમ તે.૧૯
ગીતાપાઠ કરી સર્વે, જનક આદિ રાજવી;
પાપરહિત આ લોકે, મોક્ષ પામ્યા સૌ માનવી.૨૦
જે ગીતાનો કરી પાઠ, માહાત્મ્યપાઠ ન કરે;
તેનો થાય વૃથા પાઠ, વૃથા પ્રયત્ની તે બને.૨૧

આ માહાત્મ્યસહિત જે, ગીતાઅભ્યાસજ કરે;
કહેલાં ફળ મેળવી, દુર્લભ ગતિ મેળવે.૨૨

ગીતાતણું માહાત્મ્ય આ, સનાતન જે મેં કહ્યું;
ગીતાઅંતે પઢે જેઓ, કહ્યાં ફળ મળે સહુ.૨૩

ગીતામાહાત્મ્ય સમાપ્ત.



ॐ

### શ્રીમત્ શંકરાચાર્યે રચેલું

# ચર્પટપંજરિકાસ્તોત્ર.



ફસેલા મોહમાયાથી, કેદી જીવો દેહે ઘણા;
ચર્પટપંજરિકાએ, છૂટી તે બ્રહ્મ પામતા. ૧
બોધ શ્રીશંકરાચાર્યે, જ્ઞાનામૃતરૂપે દીધો;
ખુલેલાં મોક્ષનાં દ્વારો, પામે પ્રીતે પીનાર તો. ૨

### રાગ ભૈરવી.

ભજ ગોવિંદ તું ભજ ગોવિંદ તું,
ભજ ગોવિંદ તું મૂઢમતિ !
સનમુખ મૃત્યુ આવે ત્યારે,
ન રક્ષે ડુકૃઞ્ કરણે રતિ. ભજ૦—ટેક.

દિનપછી રજની સાંજ સવારે,
શિશિર વસંતો વારંવારે;
કાળ ભમે છે આયુ ઘટાડે,
તોપણ આશા વા ન જતા રે. ભજ૦ ૧
આગળ અગ્નિ પાછળ તડકો,
હુંટીઉં વાળી સુતાં ફડકો;
ભિક્ષા કરમાં તરુતલ વાસો,
તોપણ ન ત્યાગે આશાપાશો. ભજ૦ ૨
વિત્ત કમાવા જ્યાંસુધી શક્તિ,
સહુ પરિવારની ત્યાંસુધી ભક્તિ;
જ્યારે અંગમાં આવે અશક્તિ,
ત્યારે ન પૂછે કોઇ વ્યક્તિ. ભજ૦ ૩
મુંડ મુંડાવી જટા વધારી,
કે પછી ભગવો વેષજ ધારી;
જોવાનું ન જુવે ચક્ષુથી,
ઉદરનિમિત્ત બને બહુરૂપી. ભજ૦ ૪

ભગવદ્‌ગીતા કંઈ પણ જાણે,
ગંગાજળ થોડું પી માણે;
ૐ શ્રીમુરારિ સેવ્યા પ્રાણે,
તેનું નામ ન જમ લઈ જાણે. ભજ૦ ૫

અંગ ગળ્યું પળિયાં શિર દેખું,
દાંતોવિણ મુખ દીસે ઓખું;
બુઢ્ઢા હાથે લાકડી પેખું,
તોપણ ન તજે આશા ખોખું. ભજ૦ ૬

બાળપણું ખોયું સહુ ખેલે,
જુવાની ગઈ જુવતીને ગેલે;
બુઢ્ઢાપે ચિંતા ચિત્ત રેલે,
બ્રહ્મબુદ્ધિ મન જરી નવ ફેલે. ભજ૦ ૭

જન્મી ફરી ફરી ફરી ફરી મરવું,
ફરી ફરી માતા ગર્ભે વસવું;
આ સંસારે નિશ્ચે તરવું,
પ્રભુકૃપાએ પાર ઊતરવું. ભજ૦ ૮

ફરી ફરી રાત્રિ ફરી ફરી દિવસો,
ફરી ફરી પક્ષો ફરી ફરી માસો;
ફરી ફરી અયનો ફરી ફરી વરસો,
તોય તજે નહિ આશાફાંસો. ભજ૦ ૯

વય વિત્યે જે કામવિકારો,
સૂકે સરોવર પાણી નિહાળો;
જેમ નિર્ધનતાએ પરિવારો,
તેમ આ તત્ત્વજ્ઞાને ધારો. ભજ૦ ૧૦

ભરાઉ નારીસ્તન શુભ વેષ,
મિથ્યા માયામોહ—આવેશ;
માંસ હાડ રૂધિર અવશેષ,
એમ વિચાર કરો હંમેશ. ભજ૦ ૧૧

કોણ તું ને હું? આવ્યા ક્યાંથી?
કોણ પિતા માતા તુજ સાથી?
દે સંસાર અસાર તું ત્યાગી,
સ્વપ્નસમાન વિચારી અભાગી. ભજ૦ ૧૨

ગાવું ગીતા ગાન હજારે,
ધ્યાન હરિ પ્રચ્છવું સૌ વારે;
સાધુસંગતિ કરી મનવા રે !
દાન દીનોને દેવું તારે. ભજ૦ ૧૩
દેહે જ્યાંસુધી જીવ રહે છે,
ત્યાંસુધી કુશળ ઘરે સહુ પૂછે;
પ્રાણ નીકળી દેહ પડે રે !
ત્યારે સ્ત્રી શબ ભાળી ડરે રે! ભજ૦ ૧૪
સુખે કરે સુંદરી—સંભોગ,
અંતે દેહે વળગે રોગ;
આવે યમસ્વારીનો યોગ,
તોપણ પાપી ન છોડે ઢોંગ. ભજ૦ ૧૫
કંથા કરે વીણી ચોટે ચીંથરાં,
પાપપુણ્યના છોડી પંથડા;
તું નથી હું નથી નથી આ લોક,
તોપણ શીદ કરે તું શોક? ભજ૦ ૧૬

કો તુજ કામિની કો તુજ પુત્ર ?
આ સંસાર અતિવિચિત્ર;
કોનો તું ક્યમ આવ્યો અત્ર ?
મન આગળ કર ખડું સૌ ચિત્ર. ભજ૦ ૧૭

ગંગાસાગર સ્નાન કરીને,
વ્રત પાળી વા દાન દઈને;
જ્ઞાનવિના એ સર્વ કરીને,
સો જન્મે ન મળે મુક્તિને. ભજ૦ ૧૮

ગંગાતટના તરુવરનીચે,
ભોંય પથારી વાસો ઇચ્છે;
સર્વ પરિગ્રહ ત્યાગી ભોગ,
સુખ કોને ન કરે વૈરાગ ? ભજ૦ ૧૯

**ચર્પટપંજરિકાસ્તોત્ર સમાપ્ત.**



# પુસ્તકોનું વિજ્ઞાપન.

## પૂજ્યપાદ મહારાજ શ્રીમન્ નથુરામંશર્મા-પ્રણીત પુસ્તકો.

૧ શ્રીઉપનિષદોઃ-ઈશોપનિષદ્થી કૈવલ્યોપનિષદ્સુધીની બાર મુખ્ય ઉપનિષદો તથા માંડૂક્યોપનિષદ્ઉપરની શ્રીગૌડપાદીય કારિકા મૂલ, તથા તે બધાંની ગુજરાતી ટીકા અને બીજી ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર. અદ્વૈતતત્ત્વજ્ઞાનનો ઉંચામાં ઉંચો ગ્રંથ. પૂજ્યપાદ મહાત્માશ્રીના ચિત્રસહિત. ત્રીજી આવૃત્તિ. પાકું પુંઠું. રૂ. ૬-૪-૦

૨ શ્રીવેદાંતદર્શનઃ-છ શાસ્ત્રોમાંનું સર્વોત્તમ શાસ્ત્ર-વેદાંતજ્ઞાનનો અપૂર્વ ગ્રંથઃ આમાં શ્રીવ્યાસભગવત્પ્રણીત મૂલ સંસ્કૃત સૂત્રો, અન્વય, અન્વયાર્થ, વિસ્તૃત ગુજરાતી ટીકા ને અત્યંત મનનીય ઉપોદ્ઘાત આદિ સહિત.

શ્રીદક્ષિણામૂર્ત્તિ આદિનાં ચાર ચિત્રો આપવામાં આવ્યાં છે. કાચા પુંઠાવાળાનું મૂલ્ય. રૂ. ૩—૦—૦, ને પાકા પુંઠાવાળાનું. રૂ. ૩—૮—૦

૩ **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**:—આ ગ્રંથમાં મૂલ શ્લોકો, શ્લોકોનાં પદપદાર્થ, શબ્દાર્થ ને આધ્યાત્મિક અર્થોસહિત શ્રીરહસ્યપ્રદીપિકાનામની વિસ્તૃત ટીકા આપવામાં આવ્યાં છે. પ્રસ્તાવનામાં ગીતાનો પ્રતિપાદ્ય વિષય લંબાણથી ચર્ચ્યો છે. સંસ્કૃત નહિ ભણેલાને પણ પદપદાર્થની સમજપૂર્વક શ્રીગીતાજીનો અભ્યાસ કરવાને, તેમજ શ્રીગીતાજીમાં આવેલા યુદ્ધાદિ પ્રસંગના આધ્યાત્મિક અર્થો સમજવાને, આ પુસ્તક અપૂર્વ સાધનરૂપ છે. શ્રીવિરાટ્‌સ્વરૂપ આદિનાં ચિત્રોસહિત. પાંચમી આવૃત્તિ. પાકું પુંઠું રૂ. ૩॥

૪ **શ્રીપાતંજલયોગદર્શન**:—આત્મસ્વરૂપનું જ્ઞાન મેળવવામાં યોગનો અભ્યાસ એ શ્રેષ્ઠ સાધનરૂપ છે. યોગનો પુરાણો ગ્રંથ આ છે.

યોગનું સૂક્ષ્મ શાસ્ત્રીય જ્ઞાન મેળવવાસારુ આ ગ્રંથ અવશ્ય મનનીય છે. ભગવાન્ પતંજલિમુનિકૃત આ યોગદર્શન ૭ દર્શનોમાંનું એક દર્શન છે. એમાં મૂલ સંસ્કૃત સૂત્રો, પદબોધિની-નામની સંસ્કૃતટીકા, સૂત્રોનો શબ્દાર્થ અને તે ઉપર વિસ્તૃત વિવેચન આપવામાં આવ્યું છે. રૂ. ૩–૮–૦

૫ શ્રીયોગકૌસ્તુભઃ-યોગનો આ નવીન ને વિસ્તૃત ગ્રંથ છે. એની ૧૬ પ્રભાઓ છે, ને તેમાં યોગને લગતા સર્વ ઉપયોગી વિષયોનું વિસ્તૃત વર્ણન છે. સંસ્કૃતભાષામાં જે યોગના ગ્રંથો છે તેમાં પણ અષ્ટાંગયોગનું આવું સ્પષ્ટ વિવચન નથી એમ હરકોઇ સુજ્ઞ વાંચનારને તુરત જણાઇ આવશે. આસનોનાં ને બીજાં ઉપયોગી ચિત્રોસહિત, ચોથી આવૃત્તિ. રૂ. ૧

૬ શ્રીસાંખ્યપ્રવચનઃ–ભગવાન્ કપિલમુનિકૃત આ સાંખ્યપ્રવચન ૭ દર્શનોમાંનું એક

દર્શન છે. આ ગ્રંથમાં મૂલ સંસ્કૃતસૂત્રો, સાંખ્ય-સૂત્રવૃત્તિનામક શ્રીઅનિરુદ્ધભટ્ટકૃત સંસ્કૃતટીકા અને ગુજરાતીમાં સૂત્રાર્થ તથા વિવેચન આપેલાં છે. રૂ. ૧–૦–૦

૭ **શ્રીપરમપદબોધિની:**–પરમપદરૂપ શ્રી-પરમાત્માનો બોધ કરનારા-આ પુસ્તકમાં વેદાંત-સાર, યોગસાર, સાંખ્યસાર, ભક્તિનિરૂપણ, શાસ્ત્રાદિની એકવાક્યતા તથા ઉપદેશક પદ્યો એ રીતે ૭ પ્રકરણો છે. ચિત્રસહિત. ચોથી આવૃત્તિ. રૂ. ૦–૧૪–૦

૮ **શ્રીસદુપદેશદિવાકર પ્રથમ કિરણ:**–પૂજ્યપાદ મહાત્માશ્રી તરફથી સાધકજનોપર લખાયેલાં પત્રોનો અગત્યનો બોધરૂપ ભાગ આમાં પ્રકટ કરવામાં આવ્યો છે. ઘેર બેઠાં સત્સંગ કરવાનું અપૂર્વ સાધન. ચિત્રસહિત. બીજી આવૃત્તિ. રૂ. ૦–૧૨–૦

૯ **શ્રીસદુપદેશદિવાકાર દ્વિતીય કિરણ:**–

ઉપર પ્રમાણેનું પૂજ્યપાદ મહાત્માશ્રીનાં પત્રોનું બીજું પુસ્તક. પ્રથમ્ કિરણમાં નહિ આવેલાં પત્રોનો આમાં સમાવેશ છે. રૂ. ૦–૧૨–૦

**૧૦ શ્રીસદુપદેશદિવાકર તૃતીય કિરણઃ–** ઉપર પ્રમાણેનું પૂજ્યપાદ મહાત્માશ્રીનાં પત્રોનું ત્રીજું પુસ્તક. પ્રથમ અને દ્વિતીય કિરણમાં નહિ આવેલાં પત્રોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. રૂ. ૦–૧૨–૦

**૧૧ શ્રીસદુપદેશદિવાકર ચતુર્થ કિરણઃ–** ઉપર પ્રમાણેનું પૂજ્યપાદ મહાત્માશ્રીનાં પત્રોનું ચોથું પુસ્તક. પાછલાં ત્રણ કિરણમાં નહિ આવેલાં પત્રો આમાં આપવામાં આવ્યાં છે. રૂ. ૧–૨–૦

૧૨ શ્રીસુબોધકલ્પલતાઃ–એમાં અનેક મનોહર દૃષ્ટાંતોયુક્ત નીતિ, કર્મ, ઉપાસના (ભક્તિ) ને જ્ઞાનનો વિવિધરીતે બોધ કરનારાં ૮૬ પર્ણોનો સમાવેશ છે. ચિત્રસંહિત. બીજી આવૃત્તિ. ૭–૯–૦

૧૩ મુમુક્ષુપ્રતિ શ્રીઅંતર્યામીના આદેશો:-દિવ્યપ્રભાસાથે. બીજી આવૃત્તિ. રૂ.૦-૮-૦

૧૪ શ્રીઉપદેશગ્રંથાવલિ, અંક ૧ થી ૧૦:-ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૭-૦

૧૫ શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫:-આ ગ્રંથમાં ગુજરાતના ત્રણ વર્ણોનું કર્તવ્ય આદિ ૧૫ અંકો આપવામાં આવ્યા છે. બીજી આવૃત્તિ. રૂ. ૦-૮-૦

૧૬ શ્રીઉપદેશગ્રંથાવલિ, અંક ૨૬થી ૩૫:-આ ગ્રંથમાં મુમુક્ષુની દિનચર્યા આદિ ૧૦ અંકો આપવામાં આવ્યા છે. રૂ. ૦-૮-૦

૧૭ શ્રીઉપદેશગ્રંથાવલિ, અંક ૩૬થી ૫૮:-આ ગ્રંથમાં સ્વદેશયાત્રા આદિ ૨૩ અંકો આપ્યા છે. રૂ. ૧-૨-૦

૧૮ શ્રીરાસપંચાધ્યાયી:-શ્રીરહસ્યાર્થપ્રકાશિકાટીકાસહિત. આ ગ્રંથમાં શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના પૂર્વાર્ધના રાસક્રીડાને લગતા

૨૯ થી ૩૭ પર્યંતના અધ્યાયના મૂળ શ્લોકો, તેનો ભક્તિપક્ષનો તથા જ્ઞાનપક્ષનો અર્થ ને તે બંનેપર વિસ્તૃત વિવેચન આપવામાં આવ્યાં છે. આ ગ્રંથના વાચનમનનથી જિજ્ઞાસુઓને તેમના અધિકારાનુસાર પરમાત્માની પ્રેમલક્ષણા-ભક્તિનો અથવા આત્મજ્ઞાનનો અલૌકિક માર્ગ મળી શકે છે. રૂ. ૦-૫-૬

**૧૯ શ્રીભગવદ્દગીતાદિ પાંચ રત્નોઃ-** આ ગ્રંથમાં શ્રીમદ્દભગવદ્દગીતા, શ્રીવિષ્ણુસહસ્રનામ, ભીષ્મસ્તવરાજ, અનુસ્મૃતિ ને ગજેન્દ્રમોક્ષ ટીકાસહિત આપવામાં આવ્યાં છે. શિવાય શ્રીભગવદ્દગીતાના અગત્યના શબ્દોના આધ્યાત્મિક અર્થો ને પ્રાતઃસ્મરણસ્ત્રોત્ર આપ્યાં છે. બીજી આવૃત્તિ. પાકું પુંઠું. રૂ. ૧-૮-૦

**૨૦ શ્રીનાથકાવ્ય પ્રથમ ભાગઃ**—નીતિ, વૈરાગ્ય, ભક્તિ, યોગ ને જ્ઞાનસંબંધી પૂજ્યપાદ મહાત્માશ્રીનાં કાવ્યો-પદો ભજનો ઇત્યાદિ. મૂલ્ય રૂ. ૦-૫-૦

૨૧ શ્રીનાથકાવ્ય દ્વિતીય ભાગઃ—રૂ. ૦—૧૪—૦

૨૨ શ્રીમનુષ્યમિત્રઃ—આ લેખ ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર વિભાગમાં વહેંચાયેલો છે. પ્રાપ્ત કર્તવ્ય રૂડી રીતે આચરતાં સ્વરૂપના જ્ઞાનરૂપ મોક્ષ કેવી રીતે મળી શકે તેનો આ ગ્રંથમાં પરંપરાવડે તથા સાક્ષાત્ ઉપદેશ છે. આવૃત્તિ બીજી, રૂ. ૦—૪—૦

૨૩ શ્રીસદુપદેશમાલાઃ—બાળકો સ્ત્રીઓ તથા અભણ માણસો અંકોના જ્ઞાનસાથે ગુજરાતી તથા બાળબોધ વાંચતાંલખતાં શીખી શકે તથા તેમને નીતિ, ધર્મ, ઉદ્યોગ ને કર્તવ્યનિષ્ઠા આદિ શુભ ગુણોમાં રુચિ ઉપજે એવા હેતુથી આ પુસ્તક રચવામાં આવ્યું છે.રૂ.૦—૩—૬

૨૪ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશઃ— ત્રીજી આવૃત્તિ. રૂ. ૦—૫—૬

૨૫ શ્રીનાથસ્વરોદયઃ—આમાં પ્રાણ અને

પાંચ તત્ત્વને લગતા વિષયોનું વિવેચન છે: આખું પુસ્તક સ્વરશાસ્ત્રસંબંધી બાર વિષયવિભાગમાં વહેંચાયેલું છે. આવૃત્તિ ત્રીજી. રૂ. ૦-૨-૬

૨૬ શ્રીયોગપ્રભાકરઃ—અષ્ટાંગયોગનું દશ પ્રભામાં અતીવ સ્ફુટ તથા અનુભવના રહસ્યરૂપ ઉદ્ગારોયુક્ત વર્ણન આમાં છે. બીજી આવૃત્તિ. મૂલ્ય રૂ. ૦—૩—૬

૨૭ શ્રીસ્વાભાવિક ધર્મઃ—આમાં સ્વભાવરૂપ આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવનારા ધર્મનુંવિસ્તારથી પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આવૃત્તિ ત્રીજી. મૂલ્ય રૂ. ૦—૨—૬

૨૮ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણઃ— મૂલ્ય રૂ. ૦—૧—૬

૨૯ શ્રીસંધ્યાનો વેદાંતાનુસાર વિચારઃ— બીજી આવૃત્તિ. મૂલ્ય રૂ. ૦—૧—૦

૩૦ શ્રીપ્રવણપદઃ— રૂ. ૦—૩—૦

૩૧ શ્રીપ્રણુવવિસ્તારપટ્ટઃ—રૂ. ૦—૨—૦

૩૨ શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નોઃ—રૂ. ૧—૮—૦

૩૩ શ્રીદુરાચારગિરિવજ્રઃ—રૂ. ૦—૪—૬

૩૪ શ્રીવિનોદમાલાઃ—રૂ. ૦—૫—૦

૩૫ શ્રીપત્રકલ્પમંજરીઃ—રૂ. ૦—૩—૦

૩૬ શ્રીસનાતનધર્મનું નિરૂપણઃ—રૂ.૦—૧—૦

૩૭ સુવિચારચંદ્રિકાઃ—રૂ. ૦—૩—૦

૩૮ મહામંત્રમાલિકાઃ—રૂ. ૦—૩—૦

૩૯ શ્રીરુદ્રસૂક્ત, શ્રીપુરુષસૂક્ત તથા શ્રીઇશાવાસ્યઃ—રૂ. ૦—૪—૦

૪૦ શ્રીસૂક્તઃ—રૂ. ૦—૦—૯

૪૧ શ્રીયજુર્વેદીય . આહ્નિકપ્રકારાઃ—રૂ. ૦—૯—૦

૪૨ ભક્તિસુધા—રૂ. ૦—૦—૬

૪૩ વૈરાગ્યસુધાકર—રૂ. ૦—૧—૬

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા, કાઠિયાવાડ.

